# યેરવડાના અનુભવ

લેખક ગાધીજી

નવજીવન પ્રકાશન મદિર
અમદાવાદ

ગ્રાહકોને ૦—૪—૦
છૂટક ૦—૧૨—૦

સ ૧૯૮૧

# પ્રકાશકનું નિવેદન

ગાંધીજીએ 'યંગઇન્ડિયા' તથા 'નવજીવન'નું તંત્રીપદ ફરી હાથ ધર્યાં બાદ પોતાના છેલ્લા જેલ-અનુભવોની જે લેખમાળા 'યંગઇન્ડિયા'માં પ્રગટ કરી તે પુસ્તકના આકારમાં વાંચનારા આલમને આપતાં અમને આનંદ થાય છે. મૂળ લેખમાળા પૂરી થઈ છે એમ તો ન કહેવાય, પણ હાલ તુરત તે બંધ પડેલી હોવાથી આટલો ભાગ પુસ્તકરૂપે આપી દેવાનું દુરસ્ત ધાર્યું છે. વળી યેરવડા જેલમાં ગાંધીજીને જુદાજુદા સવાલો ઉપર સરકાર જોડે જે પત્રવહેવાર ચાલેલો અને જે એક નવી પ્રસ્તાવના સાથે ગાંધીજીએ છૂટયા બાદ તુરત પ્રગટ કરેલો, તે પણ આ પુસ્તકને છેડે 'પરિશિષ્ટ વિભાગ' તરીકે આપ્યો છે.

આમાંના બે લેખો સિવાયનું લખાણ 'નવજીવન'માં કટકે કટકે પ્રગટ થયું હતું.

અમે જણાવવાને દિલગીર છીએ કે નવજીવન પ્રકાશન મંદિર તરફથી શરૂ કરવામાં આવેલી સસ્તાં પુસ્તકો બહાર પાડવાને લગતી યોજનાને ગુજરાતમાં હજુ બહુ થોડો આવકાર મળ્યો છે. પરિણામે પ્રથમ ધાર્યું હતું તેટલી સસ્તી કિંમતે પુસ્તકોનો બહોળો પ્રચાર કરવાનું હજુ અમારાથી બની શક્યું નથી. તથાપિ ઘટતો લોકાશ્રય મળતાં જ તેમ કરવાની અમારી ઉમેદ છે.

**વ્યવસ્થાપક,**
નવજીવન પ્રકાશન મંદિર

# સાંકળિયું



---

૧

**વાંચનાર** જાણે છે કે હું રીઢો થએલો ગુન્હેગાર છું ૧૯૨૨ ના માર્ચ મહિનામા હું કેદમા પૂરાયો તે કંઈ મારી જીંદગીમા પહેલી વાર નહિ દક્ષિણ આફ્રિકામા ત્રણવાર હું ગુન્હેગાર ઠરી ચુકેલો હતો અને દક્ષિણ આફ્રિકા-ની સરકાર તે વેળા મને એક જોખમકારક કેદી ગણતી હતી એટલે મને એક જેલથી બીજી જેલ એમ ફેરવવામા આવ્યો હતો, અને તેથી જેલજીવનનો અનુભવ પણ મને ઘણો મળવા પામ્યો હિન્દુસ્તાનમા જેલમા જતા પહેલા છ જેલનો હું અનુભવ લઇ ચુક્યો હતો અને એટલા જ સુપરિન્ટેન્ડન્ટો અને એથી વધારે જેલરોના સબન્ધમા હું આવી ચુક્યો હતો એટલે દસમી માર્ચની સુંદર રાત્રે ભાઇ બૅંકરની સાથે મને સાબરમતી જેલ લઈ જવામા આવ્યો ત્યારે કોઈ નવો અને અણધાર્યો અનુભવ થતા માણસને જે અડવુ લાગે છે તેવુ અડવુ મને નહિ લાગ્યુ મને તો લગભગ એમ જ થયુ કે પ્રેમની વધુ જીતો મેળવવા એક ઘર બદલી બીજે ઘેર હું જતો હતો

જવાની તૈયારી તો જેલ જવાના કરતા કોઈક ઉજાણીએ જવાની તૈયારીના જેવી વધારે હતી સજ્જન

પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ હીલીએ આશ્રમમા ન આવતા અનસૂયાબહેનની સાથે સદેશો મોકલ્યો કે તેઓ મને પકડવાનુ વારટ લઈ આશ્રમના દરવાજા આગળ મને મોટરમા લઇ જવાને રાહ જોઇ બેઠા છે તૈયાર થવા મારી મરજી મુજબ વખત લેવાનુ પણ તેમણે મને કહેવડાવ્યુ હતુ ભાઇ બૅકરને તો અમદાવાદ પાછા જતા રસ્તામા જ મિ હીલી મળ્યા એટલે ત્યા જ તેમને પકડચા અનસૂયાબહેને મને આપેલી ખબરને માટે હુ તૈયાર જ હતો સાચુ કહુ તો સૌ માનતા હતા કે વારટ આવ્યામા જ છે અને તેની સારી પેઠે રાહ જોઇ થાકીને જ સૌને સૂવાનુ કહી દીધુ હતુ અને હુયે તે જ તૈયારીમા હતો તે જ દિવસે સાજે અજમેરથી કંટાળાભરેલી મુસાફરી કરી હુ પાછો ફર્યો હતો ત્યા મને અતિશય વિશ્વાસપાત્ર ખબર મળી હતી કે અજમેર મને પકડવાને વારટ મોકલવામા જ આવ્યુ હતુ પણ ત્યાના અધિકારીઓ વારટ બજાવતા અટકયા, કારણ જે દિવસે વારટ અજમેર પહોચ્યુ તે જ દિવસે હુ પાછો અમદાવાદ જવા નીકળ્યો હતો એટલે આખરે વારટની ખબર આવી તેથી અમે સૌ નચિત થયા મે મારી સાથે એક વધારે કચ્છ, બે ધાબળા અને પાચ પુસ્તકો—ભગવદ્ગીતા, આશ્રમભજનાવલિ, રામાયણ, કુરાનનુ રૉડવેલનુ ભાષાન્તર, અને કૅલીફોર્નિયાની એક નિશાળના વિદ્યાર્થીઓએ મને હમેશ મારી સાથે રાખવાની ઈચ્છા સાથે આપેલુ ગિરિપ્રવચનનુ પુસ્તક—લઈ લીધા સુપરિન્ટેન્ડન્ટ ખાનબહાદુર નસરવાનજી વાચ્છાએ અમને માયાભર્યો આવકાર આપ્યો અને એક નિશાળ સ્વચ્છ કમ્પાઉડમા આવેલા એક કોટડીઓના બ્લૉકમા અમને લઈ જવામા આવ્યા અમને વરડામા સૂવાની

પરવાનગી મળી તેથીને માટે આ લાભ અસાધારણ જ કહેવાય સ્થળની શાન્તિ અને સંપૂર્ણ નિઃશબ્દતા મને ગમી ગઈ

બીજે દિવસે સવારે પ્રથમ તપાસ માટે અમને અદાલતમા લઈ જવામા આવ્યા ભાઈ બૅંકર અને મે બંનેએ ઠરાવ કર્યો હતો કે કાંઈ પણ બચાવ ન કરવો, એટલુ જ નહિ પણ સરકારના રસ્તામા કંઈ વિઘ્ન નાખવાને બદલે મદદ કરવી એટલે પ્રથમ તપાસ ઝટ પૂરી થઈ કેસ સેશન કમિટ થયો અને તરત જ સમન લેવાને માટે અમે તૈયાર હતા એટલે સુનાવણી ૧૮મી માર્ચે ઠરાવવામા આવી અમદાવાદના લોકો અવસરનુ મહત્ત્વ સમજી ગયા હતા ભાઈ વલ્લભભાઈ પટેલે કડક સૂચના બહાર પાડી હતી કે કોર્ટના મકાનની આસપાસ લોકોએ ટોળે થવુ નહિ અને કોઈ પણ જાતનો શોરબકોર કે ધમાલ કરવી નહિ એટલે કોર્ટના મકાનની અંદર અમુ-ચુકેલા પ્રેક્ષકો જ હતા તેથી પોલીસને કશી મુશ્કેલી પડી નહિ અને અધિકારીઓએ પણ આ સ્થિતિની યોગ્ય કદર કરી હતી એમ હુ જોઈ શક્યો

સુનાવણી પહેલાનુ એક અઠવાડિયુ બહારથી આવનારા મિત્રોને મળવામા જ ગયુ સામાન્ય રીતે સૌને મળવાની પરવાનગી હતી વાંધાભરેલો ન હોય એવો પત્રવ્યવહાર સુપરિન્ટેન્ડન્ટની મારફત ચલાવવાની અમને રજા હતી જેલના તમામ નિયમો અમે રાજીખુશીથી પાળતા એટલે જેલઅમલદારો સાથે સાબરમતીમા અમે સાત દિવસ રહ્યા તે દરમ્યાન તો કશો ચડભડાટ ન થયો, એટલુ જ નહિ પણ પ્રેમસંબંધ રહ્યો ખાનબહાદુર વાચ્છાની કાળજી અને સભ્યતાનો તો પાર જ નહોતો પણ દરેક બાબતમા તેમનુ ડરપોકપણુ જણાયા વિના રહેતુ નહિ

જાણે હિંદુસ્તાનમા જન્મ્યા તેમા કાઇ ગુન્હો કર્યો હોય
એવુ જ્યારે ત્યારે બતાવી આપતા તેઓ જણાતા, અને
અજાણપણે એવો આભાસ આપતા કે પોતે અગ્રેજ હોત
તો અમારે માટે તેઓ ઘણુ કરી શક્યા હોત હિન્દી હોઈ
નિયમ પ્રમાણે પણ જેટલી છુટો આપી શકાય તેટલી
આપતા કલેક્ટર, જેલોના ઇન્સ્પેક્ટર જનરલ અને પોતાના
કોઇ પણ ઉપરી હોય એવા દરેક અમલદારથી તે ડરતા
રહેતા તે જાણતા હતા કે જો એક બાજુએ પોતે અને
બીજી બાજુએ કલેક્ટર અથવા જેલોના ઇન્સ્પેક્ટર જનરલ
હોય તો સેક્રેટેરીએટમા પોતાને ટેકો આપનાર કોઈ જ ન
મળે પોતાના ઉતરતાપણાના ખ્યાલનુ ભુત તેમને પગલે
પગલે પજવતુ જેલની બહાર જે અનુભવ થયો એ અનુભવ
જેલમા જઈને વધારે નહિ તો એટલો જ સાચો પડયો
કોઈ પણ હિન્દી અમલદાર પોતાની સ્વતત્રતા જાળવવાનો
જ નહિ—તેમ કરવાની તેનામા શક્તિ નથી તે ખાતર
નહિ, પણ હમેશા બરતરફ થવાની, નહિ તો ‘ડિગ્રેડ’
થવાની ઘાતક બીક તેનામાથી નીકળી જતી જ નથી
નોકરી જાળવી રાખીને પ્રમોશન મેળવવુ હોય તો તેણે
ખુશામત કરવાના જોખમે, સિદ્ધાન્તના ભોગે પણ પોતાના
ઉપરીઓને રાજી રાખ્યે જ છૂટકો સાબરમતીમા જે ચિત્ર
જોએલુ તેથી ભયકર ઉલટુ યરોડા અમને લઈ જવામા
આવ્યા ત્યા જોવાનુ મળ્યુ ત્યાના યૂરોપીઅન સુપરિ-
ન્ટેન્ડન્ટને જેલોના ઇન્સ્પેક્ટર જનરલની કશી બીક જ
નહોતી સેક્રેટેરીએટમા પેલાના જેટલો જ એનો વગ ચાલે
કલેક્ટરને તો તે ઘાસલા જેવો ગણતો એના હિન્દી ઉપરીઓ
તો તેના કશા હિસાબમા નહોતા એટલે જ્યારે પોતાની
ફરજ બજાવવી હોય ત્યારે તે બજાવતા તે ડરતો નહિ,
અને ફરજ બજાવવી જ્યારે વસમી લાગે ત્યારે તેને ઉંચી

મૂકતા પણ પાછો હઠતો નહિ તેને ખાતરી હતી કે સામાન્ય રીતે તેનો સામો વાળ કરનાર કોઈ નથી નિર્ભયતાનુ આ ભાન જુવાન યુરોપીઅન અમલદારોને ઘણીવાર લોકોના અથવા સરકારના વિરોધ છતા કરવાની વસ્તુ કરાવી શકે છે, અને એ જ ભાનને લીધે તેણે અનેકવાર તમામ ઠરાવો ને હુકમોને ઉચે મૂકી લોકમતને હડધૂત કર્યો છે

સુનાવણી અને સજા વિષે મારે કઈ કહેવાનુ રહેતુ નથી, કારણ વાચનાર એ વિષે સઘળુ જાણે છે માત્ર જજ અને ઍડવોકેટ જનરલ સુદ્ધા સઘળા અમલદારોએ અમારા તરફ જે સજ્જનતા બતાવી તેનો ઉલ્લેખ કરવાની જરૂર છે કોર્ટની અદર અને કોર્ટની આસપાસ બહાર ભેળા થયેલા મૂઠીભર લોકોએ જે અદ્ભુત સયમ બતાવ્યો હતો અને જે અપાર પ્રેમ દાખવ્યો હતો તે તો કદિ સ્મૃતિમાથી ભૂસાઈ શકે એમ નથી છ વરસની સાદી કેદની સજાને મે હલકી જ માની, કારણ ફોજદારી કાયદાની ૧૨૪ અ કલમ પ્રમાણેનુ કાર્ય જો ખરેખર ગુન્હો જ ગણાય અને કાયદાનો વહીવટ કરનાર ન્યાયાધીશ તેને ગુન્હો ગણ્યા વિના ન રહી શકે તો તે કલમ પ્રમાણે વધારેમા વધારે સજા કરવાનો તેને સપૂર્ણ હક રહે મારો ગુન્હો તો વારવાર અને ઇરાદાપૂર્વક કરવામા આવેલો હતો, તેમ છતા મને જે હલકી સજા કરવામા આવી તેનુ કારણ તો ન્યાયાધીશે મારા પર દયા કરી એમ નહિ,—કારણ મે દયા માગી નહોતી—પણ એ જ કારણ આપી શકુ કે ૧૨૪ અ કલમ તેને પસદ પડી નહિ હોય અમુક કાયદાઓને વિષે પોતાનો અણગમો ઓછામા ઓછી સજા કરીને દર્શાવનારા ઘણા ન્યાયાધીશો મે જોયા છે, તેમણે ગુન્હો પૂરેપૂરો થયો હોય અથવા ઇચ્છાપૂર્વક થયો હોય તેનો વિચાર જ નથી કીધો મારો ન્યાયાધીશ

તો મને ઓછી સજા મળે એ તેને ગમે એમ નહોતું, કારણ એ જ ગુનાને માટે ૨૫૦ લોકમાન્યને ’૭ વરસની સજા થઈ હતી

સજા થઈ ગઈ કે પૂરેપૂરા સજા પામેલા કેદીઓ તરીકે અમને પાછા જેલમાં લઈ જવામાં આવ્યા, પણ અમારી પ્રત્યેના વર્તાવમાં કશો ફેર પડયો નહિ કેટલાક મિત્રોને તો જેલ સુધી આવવા દેવામાં આવ્યા હતા જેલમાં વિદાય વગેરે ખૂબ આનંદથી થયું મારી સ્ત્રી અને અનસૂયાબહેન બંનેએ મારાથી છૂટા પડતાં ઘણી હિંમત બતાવી ભાઈ બૅન્કર તો આખો વખત હસતા જ હતા અને બધું આટલી બધી શાન્તિથી સાંગોપાંગ આટોપાઈ ગયું અને હવે કંઈક આરામ મળશે અને આરામ લેતાં છતાં દેશની સેવા પણ થશે એ લાગણીથી મને પણ નિરાંત વળી ને દેશને એક ખૂણેથી બીજે ખૂણે દોડાદોડ કરી મોટી સભાઓ ભરી જેટલી સેવા થાય છે તેના કરતાં જેલમાં વધારે સેવા થશે એમ મેં માન્યું હું ઈચ્છું છું કે એક સાથીના જેલ જવાથી સામાન્ય કાર્યને તેટલું કામ કરનારની ખોટ જતી નથી એમ હું કાર્યકર્તાઓને સમજાવી શકું આપણે ઘણીવાર એવી માન્યતા જાહેર કરી છે - વિના કારણ ભોગવેલું દુ:ખ જે અન્યાયને માટે તે ભોગવવામાં આવતું હોય તેના નિવારણ માટે અકસીરમાં અકસીર ઉપાય છે એ માન્યતા જો આપણી કાયમ હોય તો તો પછી એક સાથીના જેલ જવાથી કશી ખોટ ગઈ નથી એમ આપણને પ્રતીત થવું જોઈએ મર્યાદા અને નમ્રતાની સાથે સહન કરવામાં આવતાં મૂંગાં દુ:ખના પડઘા જેટલા અસરકારક રીતે સંભળાય છે તેટલા બીજા કશાના નથી સંભળાતા એ જ સંગીન કામ છે, કારણ કે

એની કશી ધાર્ય નથી એ જ હમેશા સાચુ છે કારણ
એમા ખોટી ગણતરી રહેલી નથી ઉપરાત જો આપણે
સાચાકામ કરનાર હોઇએ તો એક સાથીના જવાથી
આપણો ઉત્સાહ વધવો જોઈએ, અને તેથી આપણી
કાર્યશક્તિ પણ વધવી જોઇએ અને જ્યા સુધી આપણે
અમુકની જગા તો પૂરવી અશક્ય જ છે એમ માનતા બંધ
થયા નથી ત્યા સુધી વ્યવસ્થિત કાર્યને માટે આપણે લાય
કાત નથી મેળવી કારણ વ્યવસ્થિત કાર્ય એટલે સંકટમા
પડેલા ભંગાણમા કાર્ય ચાલુ રાખવાની શક્તિ એટલે
મિત્રોને અથવા આપણને પોતાને નાહકનુ દુ:ખ આવી
પડે તેમા આપણે આનન્દ જ માનવો જોઇએ અને
વિશ્વાસ રાખવો જોઇએ કે જે કાર્યને માટે આપણે દુ:ખ
વહોર્યુ છે એ જો સાચુ હશે તો આપણા દુ:ખથી તે
કાર્યને લાભ જ છે

## ૨

## કેટલાક અમલદારો

૧૮ મી માર્ચને શનિવારે સુનાવણી પૂરી થઇ. સાબરમતી જેલમા નહિ તો થોડા અઠવાડિયા સુધી નિરાતમા વખત જશે એવી અમે આશા રાખી હતી. અમે એમ તો ધાર્યું જ હતુ કે સરકાર લાબો વખત અમને ત્યા ને ત્યા ન રહેવા દે, પણ અમને એકાએક ખસેડવામા આવ્યા તેને માટે તો અમે તૈયાર ન હતા. વાચકને યાદ હશે કે તા. ૨૦મી માર્ચને સોમવારે અમને એક સ્પેશ્યલ ટ્રેન પર લઈ જવામા આવ્યા, જે અમને યરોડા જેલ લઈ જવાને માટે રાખવામા આવી હતી. સાબરમતીથી અમને ખસેડવાના છે એ વાતની ખબર અમને નીકળતા પહેલા એક કલાક આગમચ જ આપવામા આવી. જે અમલદારના હવાલામા અમે હતા તેનામા સભ્યતાનો પાર નહોતો અને આખી મુસાફરીમા તેણે અમને કશી અગવડ પડવા દીધી નહિ. પણ ખડકી સ્ટેશન ઉપર પગ મૂકતાની સાથે જ અમે ફેરફાર અનુભવ્યો અને ગમે તેમ પણ અમે કેદીઓ છીએ એવુ અમને માલુમ પાડવામા આવ્યુ. કલેક્ટર ગ્રીન બે જણ સાથે ગાડીની રાહ જોઇને ઊભા

હતો અમને કેદીઓને માટેની મોટર-બાનમા બેસાડવામા આવ્યા આ મોટરની બાજુઓ પર હવાને માટે જાળી હતા, અને તે ભુડી બૂખ જેવી દેખાતી ન હોત તો તેને એક પરદા-મોટર કહી શકાય એવી તે હતી, કારણ બહારનુ અમે કશુ જોઈ શકતા ન હતા

જેલમા અમારો સત્કાર કેવો થયો, ભાઈ શૌકતને મારી પાસેથી કેવી રીતે ખસેડવામા આવ્યા, તે પાછા કેવી રીતે મળ્યા, મારી પ્રથમ મુલાકાત અને બીજી રમુજી વિગતો માટે તો આ પત્રમા અગાઉ પ્રસિદ્ધ થએલો હકીમ અજમલખાનને લખેલો મારો પત્ર જોવાની હુ વાચકને ભલામણ કરૂ છુ કડવા પ્રસગો ઓછા થતા ગયા અને તે જેલના સુપરિન્ટેન્ડન્ટ કર્નલ ડીયલ અને અમારી વચ્ચેનો સબધ ઝપાટાબધ સુધરવા લાગ્યા અમારા શરીરની હાજતો માટે તે બહુ કાળજી રાખતો પણ તેનામા ખઈ એવુ હતુ કે જ હમેશા સામાને ખૂચ્યા વિના રહેતુ નહિ પોતે સુપરિન્ટેન્ડન્ટ છે અને અમે કેદીઓ છીએ એ વાત તેના મનમાથી કદિ નીકળી શકતી નહોતી અમે કેદી છીએ અને તે સુપરિન્ટેન્ડન્ટ છે એવુ અમને સપૂર્ણ ભાન હતુ, એમ માની લેવાને તે તૈયાર નહોતો હુ હિમતથી કહુ છુ કે અમે કેદી છીએ એવુ ભાન કોઈ પણ ક્ષણે અમે ભૂલ્યા નહોતા તેના હોદ્દાને ઘટતુ માન અમે તેને આપતા, એટલે તેના હોદ્દાનો અમને તે ફરીફરી ખ્યાલ કરાવતો હતો તે નકામુ હતુ પણ અનેક બ્રિટિશ અમલદારોમા જે નાહકનુ ઘમડીપણુ જોઇને માણસને દુ ખ થાય છે તે તેનામા હતુ તેની આ નબળાઇને લીધે કેદીઓ તરફ તેને અવિશ્વાસ રહેતો

મારૂ કહેવુ વિશેષ સ્પષ્ટ કરવાને એક રમુજી દાખલો આપુ હુ સામાન્ય રીતે ખાતો એના કરતા મારે વિશેષ

ખાવુ જોઈએ એ વિષે તેને અતિશય ચિન્તા હતી હુ માખણ ખાઉ એમ તે ઇચ્છતો હતો મે તેને કહ્યુ કે મારાથી માત્ર બકરીના દૂધનુ જ માખણ લઇ શકાય તેણે ખાસ હુકમ કર્યો કે બકરીનુ માખણ તાબડતોબ મગાવવુ જોઇએ અને તે આવ્યુ પણ તે શેની સાથે લેવુ એ પ્રશ્ન હતો મે કહ્યુ કે મને થોડો લોટ આપો તે આપવામા આવ્યો પણ તે એટલો બધો જાડો હતો કે મારે પચાવવો મુશ્કેલ થઇ પડે ઝીણો લોટ મગાવવાનો હુકમ થયો, અને મને ૨૦ રતલ આપવામા આવ્યો આ બધો લોટ લઈ મારે કરવુ શુ ? હુ અથવા ભાઈ બેંકર મારે માટે રોટલી બનાવતા થોડા વખત પછી મને લાગ્યુ કે નથી લોટની જરૂર કે નથી માખણની એટલે મે કહ્યુ કે લોટ લઇ જાઓ અને માખણ બધ કરો પણ કર્નલ ડીયલ સાભળે જ કોના ? જે આપવામા આવ્યુ તે અપાઈ ગયુ કદાચ પાછળથી મને ખાવાનુ મન થાય મે કહ્યુ જાહેર પૈસો આમ નકામો વેડફાય છે મે ધીરે રહીને સમજાવ્યુ કે જેટલી મને મારા પૈસાની ચિન્તા હોય એટલી જ જાહેરના પૈસાની છે તેણે અવિશ્વાસભર્યુ સ્મિત કર્યુ એટલે મે કહ્યુ, "ખરે જ એ મારો પૈસો છે" ચટ દઇને તેણે જવાબ આપ્યો, "સરકારી તીજોરીમા તમે શો ફાળો આપ્યા છે ?" મે નમ્રતાથી જવાબ આપ્યા, "તમે સરકારની પાસેથી પગાર લો છો તેમાથી થોડા ટકા તીજોરીમા આપો છો, જ્યારે હુ તો મારી આખી જાત આપુ છુ મારી મહેનત, મારી બુદ્ધિ, મારુ સર્વસ્વ" તેણે ખડખડાટ સૂચક હાસ્ય કર્યુ પણ હુ તેથી ભોઠો પડ્યો નહિ કારણ મે જે કહ્યુ તે હુ સાચોસાચ માનતો હતો મોટા બાદશાહી મહેલો ઉપરાત મહિને વીસ હજાર રૂપીયા મેળવનાર

વાઇસરાય, તેનો પગાર આવકવેરાથી મુક્ત ન હોય તો આવકના થોડા ભાગ ટકો -૨ ભરી સરકારને જેટલા પૈસા આપે છે તેના કરતા માત્ર પેટીયુ મેળવી સરકારને માટે મજૂરી કરનાર મારા જેવો મજૂર સરકારને વધારે ફાળો આપે છે લાખો મજૂરો મજૂરી કરે છે તેથી જ વાઇસરાયને, અને જે તન્ત્રનો તે મુખી છે તે તન્ત્રના બીજા ચાલકોને તેમના પગાર મળી જાય છે અને છતા ઘણા અંગ્રેજો અને ઘણા હિન્દી પ્રામાણિકપણે માને છે કે તેઓ મજૂરોના કરતા સરકારની—'સરકાર' શબ્દની તેઓ ગમે તે વ્યાખ્યા કરતા હોય—વધારે સેવા કરે છે અને તે ઉપરાત ખુદ તેમના મહેનતાણામાથી સરકારને નભા વવા માટે અમુક હિસ્સો આપે છે પોતાના પુણ્ય-શાળીપણાની આ આધુનિક માન્યતાના કરતા બીજી વધારે કઢગી ભૂલ અથવા વધાર બેહૂદો દાવો ભાગ્યે જ થયા હશે

પણ પાછા પેલા બહાદુર કર્નલ તરફ વળીએ કર્નલ ડીયલના ગર્વિષ્ઠ અવિશ્વાસનો મે જાણીજોઇને સરસમા સરસ નમૂનો આપ્યો છે વાચકના મનમા આવશે ખરૂ કે એ આટો મારે કર્નલ ડીયલ ગયા ને તેની જગાએ મેજર જોન્સ આવ્યા ત્યા સુધી સાચવી રાખવા પડયા હતા? કર્નલ ડીયલની જેલાના કામ ચલાઉ ઇન્સ્પેક્ટર જનરલ તરીકે બદલી થઇ હતી

મેજર જોન્સ કર્નલ ડીયલથી તદ્દન ઉલટા જ જેલમા આવ્યા તે દિવસથી જ તેઓ કેદીઓના મિત્ર થયા અમારા પહેલા મેળાપનુ મને તાદૃશ સ્મરણ છે કર્નલ ડીયલની સાથે વટતા દમામ સહિત તેઓ આવેલા પણ તેમનામા રહેલો અમલદારપણાનો સપૂર્ણ અભાવ

સામાના હૈયાને ઠંડા કરી દે એવો હતો તેમણે મને મિત્રતાથી બોલાવ્યા અને સાબરમતી જેલના મારા સાથીઓ વિષે વાત કરી મને કહ્યું કે તેમણે તમને સલામ કહેવડાવી છે નિયમના દૃઢ આગ્રહી છતાં તે પોતાની મોટપનો કદિ દેખાવ ન કરતા હજી સુધી કોઇ પણ યૂરોપીય કે હિન્દી અમલદાર મને એવો નથી મળ્યો કે જે દંભથી અને પ્રતિષ્ઠા ને મોટાઇના ખોટા ખ્યાલથી મેજર જોન્સના જેટલો મુક્ત હોય પોતાની ભૂલ કબૂલ કરવાને તે તૈયાર રહેતા સરકારી અમલદારોમાં આ જોખમકારક ટેવ ક્વચિત જ જોવામાં આવે છે એકવાર તેમણે કોઇ રાજદ્વારી કેદીને નહિ પણ એક નિરાધાર નાચેસાચા ગુન્હેગારને સજા કરી પાછળથી તેમને લાગ્યું - સજા અઘટિત હતી લાગલા જ અને બહારના કોઇ પણ દબાણ વિના તેમણે તે રદ કરી અને કેદીની કારકીર્દીની ટિકીટમાં નીચેનો નોંધવાલાયક શેરો કર્યો "મારા નિર્ણય માટે મને પશ્ચાત્તાપ થાય છે" કેદીઓ સુપરિન્ટેન્ડન્ટોને નાનકડાં ઉપનામ આપી ઘણી આશ્ચર્યકારક રીતે તેમના સ્વભાવનું સાચું વર્ણન કરી દે છે। મેજર જોન્સ 'બહોત ભલા' કહેવાતા હતા દરેક અમલદારને ઉપનામ મળેલા જ હતા

પણ આટો અને ખાવાના બીજા નકામા પદાર્થો સાચવી રાખનાની વાત પૂરી કરી દઉં મેજર જોન્સ તપાસ કરવાને આવ્યા તે જ દિવસે મેં તેમને વિનતિ કરી કે મારે જ જોઇતુ નથી તે મને ન આપવામાં આવે તરત જ તેમણે મારી વિનતિનો અમલ કરવાનો હુકમ આપ્યો કર્નલ ડૅાયલને મારા હેતુઓ વિષે અવિશ્વાસ હતો, પણ મેજર જોન્સે મારો શબ્દેશબ્દ સાચો માની કરકસરની ખાતર હું જેટલા ફેરફાર કરવા માગું તે કરવા દીધા, અને કદિ શંકા પણ ન કરી કે મારા મનમાં કંઈ મેલ હશે

એક બીજા જે અમલદારના સબન્ધમા અમે શરૂ આતમા આવ્યા તે જેલોના ઈન્સ્પેક્ટર જનરલ હતા તેઓ અક્કડ, હા અને ના કરતા વધારે શબ્દ બોલવાની તસ્દી ન લેનાર અને સામાને કરડા લાગે એવા હતા અતડાપણુ તો તે પોતાનુ જ કહેવડાવે, અને બિચારા કેદીઓ તેનાથી ત્રાસેલા રહેતા ઘણાખરા અમલદારો કલ્પનાશૂન્ય હોવાને લીધે ઘણીવાર ઈરાદા વિના અન્યાય કરી દે છે તેઓ બીજી બાજુ જોવાની ના પાડે છે કેદીઓને ધીરજથી સાભળવાના નહિ, તેમની પાસે સીધા સબદ્ધ જવાબની આશા રાખે, અને તેવા જવાબ ન મળે એટલે ખોટા હુકમ કરે એટલે આ ઈન્સ્પેક્ટરની મુલાકાત ઘણીવાર ફારસ જેવી હોય છે, અને લગભગ બધીવાર તેમની તપાસને પરિણામે અયોગ્ય માણસને એટલે પતરાજખોર અથવા ખુશામતખોરને જ લાભ થાય છે યોગ્ય માણસને—ઓછાબોલા ગરીબડા કેદીને તો કોઇ સાભળવાનુ જ નહિ અરે, ઘણાખરા અમલદારો તો નિખાલસપણે કબૂલ કરે છે કે તેમની ફરજ કેદખાના સ્વચ્છ અને રોગરહિત રાખવા, કેદીઓને એકબીજા સાથે લડતા અટકાવવા, અથવા તેમને ભાગી જતા રોકવા, અને તેમને નીરોગ રાખવા, ઉપરાત કશી જ નથી

આ મનોદશાનુ દુ ખદાયક પરિણામ આવતા પ્રકરણ-મા જ તપાસી શકાય

## ૩

## કેટલાક ભયંકર પરિણામ

**જેલના** અમલદારો માને છે કે કેદીઓના આરોગ્યની સંભાળ રાખવી અને તેમને માહોમાહે લડતા - નાસી છૂટતા અટકાવવા એટલેથી જ પોતાની ફરજ પૂરી થાય છે અમલદારોની આ માન્યતાના જે પરિણામ આવ્યા છે તેની ચર્ચા હું આ પ્રકરણમાં કરવા વારૂ છું જેલો એ સારી કે નબળી વ્યવસ્થાવાળી ઢોર પૂરવાની કોઠો છે એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી જે સુપરિન્ટેન્ડન્ટ કેદીઓને સારો ખોરાક આપે છે અને વગર કારણે શિક્ષા કરતો નથી તે સરકારની તેમજ કેદીઓની બંનેની નજરમાં આદર્શ સુપરિન્ટેન્ડન્ટ ગણાય છે બંનેમાંથી એકે પક્ષ એથી વધારેની આશા રાખતો જ નથી જો કોઈ સુપરિન્ટેન્ડન્ટ કેદીઓ સાથેના પોતાના વહેવારમાં કંઈક માણસાઈ વાપરવા જાય તો કેદીઓમાં તેને વિષે ગેરસમજ થવાનો પૂરો સંભવ, અને સરકાર પણ એને અવહેવારૂ કે તેથી પણ નપાવટ ગણી તેનો અવિશ્વાસ આણે છે

આવા વાતાવરણમા જો જેલો દુર્ગુણ અને દુર્ગતિના અખાડા ન બને તો બીજુ શુ થાય ? કેદીઓ અહી રહીને સુધરવાની તો વાત જ શી કરવી ? મોટે ભાગે તેઓ અગાઉના કરતા વધુ બૂરા બને છે. મને લાગે છે કે આખી દુનિયાભરમા જેલ એ એક એવી જાહેર સંસ્થા છે કે જેની તરફ પ્રજા સૌથી વધારે દુર્લક્ષ કરે છે. પરિણામે જેલોના વહીવટ ઉપર જાહેર પ્રજાનો કશો જ અંકુશ રહેતો નથી. જ્યારે કોઈ કોક જાણીતો રાજદ્વારી કેદી જેલમા પુરાય છે ત્યારે જ પ્રજાને જેલની દીવાલો પાછળ શુ બને છે તે જાણવાનુ કુતૂહલ થાય છે.

કેદીઓનુ વર્ગીકરણ કેવળ જેલવહીવટની સગવડની દૃષ્ટિએ કરવામા આવે છે. કેદીની અનુકૂળતાનો કશો જ વિચાર કરવામા આવતો નથી. દાખલા તરીકે રીઢા ગુન્હેગારોને અને જેમણે કાંઈ નૈતિક ગુન્હો કર્યો નથી પણ જેઓ માત્ર કાયદેસર વર્તનમા ત્રુટી દાખલ જેલમા આવ્યા છે, તેવાઓને એક જ વાડામા, એક જ ભાગમા, એટલુ જ નહિ પણ એક જ બરાકમા સુદ્ધા રાખવામા આવે છે ! જૂદી જૂદી રહેણીકરણીવાળા ચાળીસ કે પચાસ કેદીઓને એક જ બરાકમા રોજ રાત્રે બાર કલાક પૂરવામા આવે એ સ્થિતિની કલ્પના કરી જુઓ. છાપ વાળી ચૂકેલી ટિકીટ ફરી વાપર્યાના ગુન્હા માટે સજા પામેલો એક કેદી આવા રીઢા અને ભયંકર ગણાતા કેદીઓ જોડે રાખવામા આવેલો મારી જાણમા છે. ખૂનીઓને, સ્ત્રીહરણના ગુન્હેગારોને, ચોરોને અને કેવળ ગેરકાયદે વર્તન કર્યાના ગુન્હાઓ સારુ જેલમા આવેલા કેદીઓને જેલમા ભેળા પૂરાએલા જોવા એ રોજનો બનાવ છે.

કેદીઓ પાસે જે કામો કરાવવામા આવે છે તેમા પણ કેટલાક એવા હોય છે કે જે ઘણા માણસોએ સાથે

મળીને કરવા પડે, જેવા કે પાણીના પંપ ચલાવવા મજબૂત બાંધાના કેદીઓને જ આવા કામો પર મેલાય કેટલાક લાગણીપ્રધાન માણસોને આવી એક ટોળીમા મૂકવામા આવ્યા હતા આવી ટોળીમાના સામાન્ય કેદીઓ હાલતા ને ચાલતા એવી ભાષા વાપરે છે કે શિષ્ટ માણસના તો કાનના કીડા ખરે હવે જો કે પેલા વાપરનારાઓને તો પોતાની ભાષામા કશી અશ્લીલતા રહેલી છે એની ભાળ સરખી ન હોય, પણ લાગણીપ્રધાન માણસ તો પોતાની હાજરીમા અશ્લીલ ભાષા વપરાતી સાભળી બેચેન બની જાય એ દેખીતુ છે આવી ટોળીઓના ઉપર દેખરેખ કરવાને કદી વાર્ડરો નીમેલા હોય છે આ વાર્ડરોના મ્હોમાથી કદીઓ ઉપર ગલીચમા ગલીચ ગાળો હમેશા વરસ્યા કરે છે અને જો તેમનો પિત્તો બરાબર ઉકળ્યો હોય તો પોતાની પાસેના દડુકાને પણ તેઓ નવરો રહેવા દેતા નથી કહેવાની જરૂર નથી કે આ બન્ને સજાઓ કરવાની તેમને કશી જ સત્તા મળેલી નથી હોતી, એટલુ જ નહિ પણ જેલના કાનૂન મુજબ એ ચોખ્ખી ગેરકાયદે છે

પણ જેલોમા ગેરકાયદે થનારી વસ્તુઓની તો હુ એક લાબી ટીપ આપી શકુ એમ છુ જેલના અધિકારીઓ આથી અજાણ્યા નથી હોતા, એટલુ જ નહિ પણ કેટલીક વેળા તો તેઓ ઇરાદાપૂર્વક આખ આડા કાન કરે છે ઉપર કહી ગયો તે પેલો લાગણીપ્રધાન કેદી ગલીચ ભાષાનો સહવાસ બરદાસ કરી શક્યો નહિ તેથી તેણે એવી ભાષા વપરાતી બધ ન થાય ત્યા સુધી પોતાનુ કામ કરવા ના પાડી સદ્ભાગ્યે મેજર જોન્સે વચમા પડીને તાબડતોબ બદોબસ્ત કર્યો, નહિ તો મોટી કફોડી સ્થિતિ ઉભી થાત

પણ એ પરિણામ ક્ષણજીવી હતુ મેજર જોન્સની

પાસે એવુ ફરીથી ન બનવા પામે એવી અસરકારક અટકાયત કરવાનુ કઈ જ સાધન નહોતુ કારણ જ્યા સુધી કેદીઓનુ વર્ગીકરણ તેમના નૈતિક દરજ્જાનો અગર તો માણસ તરીકેની તેમની અનુકૂળતાઓનો વિચાર ન કરતા કેવળ જેલવહીવટની અનુકૂળતાનો જ વિચાર કરીને કરવામા આવે ત્યા સુધી એ સ્થિતિ ચાલુ જ રહેવાની

આપણને તો એમ થાય કે જેલમા જ્યા એકેએક કેદી પર રાતદિવસ ચોકી પહેરા રહે છે અને જ્યા કેદી કદિ વાર્ડરની નજર બહાર નથી રહી શકતો, ત્યા તો ગુન્હા બને જ કેવી રીતે ? પણ દુર્ભાગ્યે કલ્પનામા આવી શકે એવો નીતિ વિરુદ્ધનો એકેએક ગુન્હો ત્યા થવો શક્ય છે, એટલુ જ નહિ પણ થાય છે, અને મોટે ભાગે ગુન્હો કરનારનો કોઈ હાથ ઝાલતુ નથી ! નાની નાની ચોરીઓ, છેતરપીંડીઓ અને નાના મોટા હુમલાઓને તો હુ ગણાનતો જ નથી, પણ હુ તો સૃષ્ટિક્રમવિરુદ્ધ કર્મના ગુન્હાઓની વાત કરવા માગુ છુ

આની વિગતો આપીને તો હુ વાચકને આઘાત ન જ પહોચાડુ મે જેલના ઘણા અનુભવ લીધા છે, છતા હુ નહોતો માનતો કે જેલોમા આવા ગુન્હા બનતા હશે પણ યરોડાના અનુભવે મને એક કરતા વધારે દુખદાયક આઘાત પહોચાડ્યા સૃષ્ટિક્રમવિરુદ્ધ કર્મના ગુન્હાઓ હસ્તી ધરાવે છે એ શોધથી મને મોટામા મોટો આઘાત થએલો એ ગુન્હાઓ વિષે વાત કરતા બધા અમલદારોએ મને કહ્યુ છે કે હાલની જેલો ચલાવવાની પદ્ધતિ હેઠળ એ ગુન્હાઓને અટકાવવા અશક્ય છે એ વાતથી વાચકને હુ વાકેફ કરી દઉં કે આવા ગુન્હાઓના દાખલામા જેના ઉપર

આ દુષ્કર્મ કરનામા આવે તે શખ્મ લગભગ હમેશા નાકબૂલ હોય છે અને મારો ચોક્કસ અભિપ્રાય છે કે જેલોના વહીવટમા જો માણસાઇનુ તત્ત્વ દાખલ કરવામા આવે અને જેલોના વહીવટ જોડે પ્રજાનો સબધ ચાલૂ થાય તો એના ગુન્હા જરૂર અટકાવી શકાય હિંદુસ્તાનની જેલોમા આશરે ચાર લાખ કેદી વસે છે આ કેદીઓ એકવાર જેલોમા જઈ પૂરાયા પછી તેમનુ શુ થાય છે એની ખબર રાખવી એ પ્રજાના કાર્યકર્તાઓનુ કામ ગણાવુ જોઇએ ગુન્હેગારને કરવામા આવતી સજા પાછળ આખરે તો તેને સુધારવાનો જ હેતુ રહેલો છે સામાન્ય માન્યતા એ છે કે ધારાસભા, ન્યાયાધીશ અને જેલર ગુન્હેગારને સજા કરવામા એવી આશા રાખે છે કે ગુન્હેગારને એ સજાઓથી ખમવી પડતી શારીરિક અને માનસિક ઈજાઓ જ માત્ર નહિ પણ જેલમા પૂરાઈને સગા સમાજથી લાબો વખત વિખૂટા પડી રહેવાને પરિણામે જે પશ્ચાત્તાપ થયા વિના ન રહે તે પશ્ચાત્તાપ પણ ગુન્હેગારને ફરી ગુન્હો કરતા અટકાવશે પણ વસ્તુ-સ્થિતિ એ છે કે સજાઓ ભોગવીને તો કેદીઓની પશુતા ઉલટી વધે છે જેલમા તેમને પશ્ચાત્તાપ કરવાની કે સુધરવાની તક કદિ આપવામા આવતી નથી. માણસાઈ જેવુ કશુ હોતુ જ નથી હા, શોભાના ધર્મોપદેશકો અઠવાડિયે એકવાર મુલાકાત દઇ જાય છે ખરા આવી કોઇ સભામા મને હાજર રહેવા દેવામા આવ્યો ન હતો પણ હુ એટલુ જાણુ છુ કે એ સભાઓ મોટે ભાગે જૂઠા ધતિંગ હોય છે ઉપદેશકો ધતિંગ કરનારા હોય છે એવુ સૂચવવાનો મારો ઉદ્દેશ નથી, પણ જે લોકોને સાધારણ રીતે ગુન્હા કરવામા કશુ અજુગતુ નથી

વાગતુ તેવાઓ ઉપર અઠવાડિયે એકવાર થોડી- મિનિટ ધાર્મિક પ્રાર્થના - પ્રવચન થાય એની શી અસર થવાની હતી ? એવુ અનુકૂળ વાતાવરણ ઉભુ કરવાની જરૂર છે કે જેમા રહીને કેદી અજાણતા જ ખરી ટેવો છોડીને સારી ટેવો ગ્રહણ કરતો થઇ જાય

પણ જ્યા સુધી ભારે જવાબદારીના કામ કેદીઓ મારફત કરાવવાની પદ્ધતિ ચાલૂ રહે ત્યા સુધી આવુ વાતાવરણ ઉત્પન્ન થવુ અશક્ય છે કેદીઓને હોદ્દેદાર નીમવાની પ્રથા તો વળી સાથી વધારે ભૂડી છે આવા હોદ્દેદાર થનારા લોકો હમેશા લાબી મુદતના કેદીઓ જ હોય છે, એટલે તેઓ ઘણા ગભીર ગુન્હા કરીને જ આવેલા હોય સાધારણ રીતે ગુડ અને જાલમજોર કેદીઓને જ પહેરેગીર તરીકે પસદ કરવામા આવે છે આ લોકો સૌથી વધારે ધુસણીઆ હોય છે, અને તેથી આગળ આવવામા ફાવે છે જેલમા જે જે ગુન્હા બને છે તે દરેકમા લગભગ તેઓનો હિસ્સો હોય છે એક વેળા બે પહેરેગીરોના સૃષ્ટિક્રમવિરુદ્ધ કર્મનો શિકાર બનેલા એક કેદીને ખાતર મારામારી થએલી, જેમાથી એક મરણ પણ નીપજેલુ, જેલમા તે ઘડીએ શુ ચાલી રહ્યુ હતુ એની બહારને ખબર હતી, પણ અધિકારીઓએ દરમ્યાનગીરી કરેલી તે માત્ર વધુ ઝગડો અને રક્તપાત થતો અટકાવવા પૂરતી જ

બીજા કેદીઓએ કયુ કામ કરવુ એની ભલામણ કરનારા પણ આ જ કેદી અમલદારો હોય છે તેઓ જ એ કામ ઉપર દેખરેખ રાખે છે, અને તેમને સોપવામા આવેલા કેદીઓની સારી ચાલચલગતની જવાબદારી પણ તેમના પર જ હોય છે ખરૂ જોતા જેલઅમલદારોની ઈચ્છાની સૂનાવણી અને તેનુ પાલન, આ અમલદારીની

પાયરીએ ચડાવેલા કેદીઓની મારફતે જ કરાવવામા આવે છે આવી વહીવટપદ્ધતિ હેઠળ આથી વિશેષ સડો ન જણાયો એ જ નવાઇ છે આથી ફરી એકવાર મારી ખાત્રી થઇ કે જ્યા પદ્ધતિ દુષ્ટ છે ત્યા માણસ એ પદ્ધતિથી જ જોરાવર બની એને પગ તળે કચડે છે અને સ્વચ્છદે વર્તી શકે છે, જ્યારે સારી પદ્ધતિમા એને હમેશા પદ્ધતિને વશ થઇ નાના બનીને રહેવુ પડે છે પ્રાકૃત મનુષ્યો સ્વાભાવિક રીતે જ વચલો માર્ગ શોધે છે

રાધવાનુ તમામ કામ પણ કેદીઓને જ સોપવામા આવે છે આને લીધે રાધવામા બેદરકારી થવા ઉપરાત અવસ્થાપૂર્વક પક્ષપાત થાય છે ધાન્ય દળવાનુ, શાક સમારવાનુ, રાધવાનુ અને પીરસવાનુ બધુયે કેદીઓ જ કરે છે માપ કરતા ઓછા અને કાચા રહેતા ખોરાક વિષે વારવાર ફરિયાદો કરવામા આવતી, ત્યારે અમલદારો તરફથી હમેશા એક જ જવાબ મળતો કે તમારૂ ખાવાનુ તમે જાતે જ રાધો છો એટલે એનો ઉપાય પણ તમારા જ હાથમા છે ! કેમ જાણે કેદીઓ એકબીજાના સગા હોય ને પરસ્પરની જવાબદારી સમજતા હોય

એકવાર જ્યારે હુ ઉપલી દલીલને છેવટના પગથિયે લઇ ગયો ત્યારે જવાબ મળ્યો કે કોઈ પણ જેલવહીવટમા એવો ખરચ કરવો ન પોસાય આ વાટાઘાટની વખતે મે મારો મતભેદ દર્શાવેલો, અને કાળજીથી દોરેલી પદ્ધતિના અમલ નીચે જેલનો વહીવટ જરૂર સસ્તાથી થઈ શકે એ મારી માન્યતા વિશેષ અવલોકનદ્વારા આજે વધારે દૃઢ થઇ છે જેલવહીવટની આર્થિક બાજુ તપાસવા પાછળ એક પ્રકરણ લખવા હુ ઉમેદ રાખુ છુ અત્યારે તો માત્ર એટલુ જ કહીને સતોષ માનીશ, કે નૈતિક દુરાચારોનો વિચાર કરતી વેળા ખરચનો પ્રશ્ન આગળ કરવો એમા ભાગ્યે જ કશી શોભા છે

## ૪

## 'રાજદ્વારી' કેદીઓ

'રાજદ્વારી અને બીજા કેદીઓની વચ્ચે અમે કશો ભેદ કરતા નથી, તમારે માટે એવો કંઈ ભેદ કરવામા આવે એમ તો તમે ન ઇચ્છો ને?' ગયા વર્ષની આખરે સર જ્યૉર્જ લૉઈડ જ્યારે યરોડામા આવ્યા તે વેળાના તેમના આ વચનો છે 'રાજકીય' વિશેષણનો ભૂલથી મે ઉપયોગ કર્યો તેના જવાબમા તેઓ આમ બોલેલા મારી ભૂલ થવી નહોતી જોઇતી, કારણ ગવર્નર સાહેબને એ શબ્દની સૂગ છે એ હુ બરોબર જાણતો હતો છતા અજાયબ જેવી વાત છે કે અમારામાના ઘણાખરાની ઇતિહાસની પત્રિકાઓ ઉપર 'રાજદ્વારી' એવો શબ્દ લખેલો હતો આ વિચિત્રતા વિષે મે જ્યારે ટીકા કરી ત્યારે તે વેળાના સુપરિન્ટેન્ડન્ટે મને કહેલુ કે 'એ ભેદ ખાનગી છે અને કેવળ અધિકારીઓની જાણ માટે જ છે, કેદીઓને એ ભેદ વિચારમા લેવાની જરૂર નથી, એના ઉપરથી તમને કશો હક નથી મળી શકતો' સર જ્યૉર્જ લૉઇડના વચનો મને યાદ રહ્યા છે તે પ્રમાણે શબ્દે શબ્દ મે

ઉપર આપ્યા છે એ વચનમા ડંખ છે, અને તે નાહકનો છે કારણ તેમને ખબર હતી કે મારે તો કશી મહેરબાનીની કે કશા ભેદની ગરજ ન હતી પ્રસગવશાત્ આ વિષે સામાન્ય ચર્ચા થએલી પણ તેમનો કહેવાનો ભાવ એ હતો કે 'કાયદાની અને અધિકારીઓની દૃષ્ટિએ બીજાના કરતા તમે કશાયે ચઢીઆતા નથી' છતા દુ ખની અને વિચિત્ર વાત એ છે કે એ ભેદનો કઇ પણ કારણ વિના જ્યારે તત્ત્વદૃષ્ટિએ વિરોધ કરવામા આવતો હતો ત્યારે વ્યવહારમા તેનો અમલ થતો હતો માત્ર ઘણેખરે પ્રસગે એ ભેદનો અમલ રાજદ્વારી કેદીઓની વિરુદ્ધ જ થતો

વસ્તુત ભેદ ટાળવા એ અશક્ય છે જો કેદી મનુષ્ય છે એમ ન ભૂલવામા આવે તો તો કેદીની રહેણી સમજવાની અને કેદખાનામા તેની જીદગી તે રહેણી સાથે બધબેસતી કરવાની જરૂર રહેશે એ કઈ ગરીબ અને તવગર, શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે ભેદ પાડવાનો સવાલ નથી, પણ જૂદા જૂદા સજોગોથી તેમનામા કેળવાએલી જુદી જુદી રહેણીનો એ સવાલ છે આ સાચો ભેદ સહજભાવે સ્વીકારવાને બદલે કહેવામા આવે છે કે ગુન્હો કરનારા માણસોએ સમજવુ જોઇએ કે કાયદો કોઈની શરમ રાખતો નથી, અને તવગર માણસ કે ગ્રૅજ્યુએટ કે મજુર ગમે તે ચોરી કરે તો પણ સૌ કાયદાની દૃષ્ટિએ સરખા છે શુષ્ક કાયદાનો આ અવળો અર્થ છે જો કાયદો કશો ભેદ ન કરતો હોય તો દરેકની સાથે તેની સહનશક્તિ પ્રમાણે વર્તાવ થવો જોઈએ નાજુક બાંધાના ચોરને ત્રીસ ફટકા મારવા અને સશક્તને પણ તેટલા જ મારવા એમા નિષ્પક્ષ ન્યાય નથી, પણ નબળાની સામે વેર રહેલુ હશે અને જબરાના તરફ કદાચ પક્ષપાત

થશે તે જ પ્રમાણે કઠણ જમીન ઉપર પાથરેલી કાથાની ખડબચડી સાદડી ઉપર પંડિત મોતીલાલજી જેવાને સુવાડવા એમા સમાન વર્તાવ નથી રહેતો—વધારે સજા રહેલી છે

કેદી મનુષ્ય છે એ વાતનો જેલના વહીવટમા સ્વીકાર થાય તો કેદીને જેલમા દાખલ કરતા આજે જે સંસ્કાર થાય છે તેને બદલે જુદા જ થાય અંગુઠાના નિશાન જરૂર લેવામા આવે, અગાઉ કરેલા ગુન્હા ભલે તેના નામ સામે નોંધવામા આવે, પણ સાથે સાથે કેદીની ટેવો અને રહેણીકરણીની પણ વિગત નોંધાએલી હશે જો અધિકારીઓ કેદીઓને મનુષ્ય સમજતા થાય તો તેમણે સ્વીકારવી જોઇતી પ્રથાને વર્ણવનાર શબ્દ 'ભેદ પાડવા' નહિ પણ 'વર્ગીકરણ' એ છે અમુક પ્રકારનુ વર્ગીકરણ તો આજે મોજુદ છે જ દાખલા તરીક કેટલાક 'સર્કલ'મા કેદીઓને લાબી કોટડીઓમા ટોળાબધ રાખવામા આવે છે વળી ભયકર ગુન્હેગારોને માટે છુટી છુટી કોટડીઓ હોય છે, અને એકાતકેદની સજાવાળાને માટે 'અંધારી કોટડીઓ' હોય છે, 'ફાસી ખોલીઓ' હોય છે જેમા ફાસીને લાકડે ચડનારા કેદીઓને રાખવામા આવે છે અને આ ઉપરાત નાચી કેદવાળાઓને માટે જૂદી કોટડીઓ હોય છે વાચકને આશ્ચર્ય થશે કે રાજદ્વારી કેદીઓને ઘણાખરાને જૂદા વિભાગમા અથવા 'અંધારી કોટડી'મા રાખવામા આવતા હતા કેટલાકને તો 'ફાસી ખોલી'મા રાખવામા આવતા હતા પણ રખે હુ અધિકારીઓને અન્યાય કરૂ આ વિભાગો અને કોટડીઓની જેને ખબર નથી તેમને કદાચ લાગશે કે 'ફાસી ખોલી' જેવી કોટડીઓમા કંઇ ખાસ ભૂડાપણુ હશે પણ તેમ નથી

યરોડા જેલમા બધી કોટડીઓની રચના સારી છે અને હવાવાળી છે મોટામા મોટો વાધો તો કોટડીઓની આસપાસ ઉભા થએલા વાતાવરણનો છે

વર્ગીકરણ, મે ઉપર બતાવ્યુ તેમ, અનિવાર્ય છે અને હાલ મોજુદ છે તો તે શાસ્ત્રીય અને મનુષ્યત્વ-વાળુ શા સારૂ ન હોવુ જોઇએ? મારી સૂચના પ્રમાણે વર્ગીકરણમા ફેરફાર કરવામા આવે તો આખી પ્રથાને પલટી નાખવી જોઇએ એ હુ જાણુ છુ તેમ કરવામા વધારે ખર્ચ થશે અને નવી પ્રથાને ચલાવનાર જુદા જ માણસો જોઇએ એ વિષે શકા નથી પણ આજે વધારે ખરચ થશે તો અન્તે બચત જ થવાની છે હુ જે ફેરફાર સૂચવુ છુ તેનો મોટામા મોટો ફાયદો તો એ થશે કે ગુન્હાઓનુ પ્રમાણ અવશ્ય ઓછુ થવાનુ અને કેદીઓની જીદગી સુધરવાની પછી જેલો તે (રેફ્મેટરી) સુધારણા ગૃહો હશે અને સમાજના પાપીઓ તે એ ગૃહોના સુધરેલા માનવત મબ્યા હશે આ દિવસ આવતા બહુ વાર લાગવાનો સભવ છે, પણ જૂની રીતથી આપણે અજાઇ ગએલા ન હોઇએ તો આપણી જેલોને રેફ્મેટરી બનાવતા બહુ મુશ્કેલી નહિ પડે

અહી એક જેલરના અર્થગર્ભ વચન મને યાદ આવે છે તેણે કહેલુ "ઝડતીના અને રિપોર્ટ કરવાના કેદીઓ જ્યારે હુ દાખલ કરૂ છુ ત્યારે વખીવાર હુ મન પોતાને પૂછુ છુ કે આ બધાના કરતા હુ કેટલોક સારો છુ? ઇશ્વરને ખબર છે કે અહી આવેલા કેટલાક કેદીઓના કરતા વધારે ભૂડા ગુન્હાઓ મે કર્યા છે ફેર એટલો જ છે કે એ બિચારા પકડાયા અને હુ બચી ગયો" આ ભલા જેલરે જ કબુલાત કરી તે

આપણને સહુને પણ કરવી પડે તેમ નથી? પકડાય છે તેના કરતા નથી પકડાતા એવા ગુન્હા ઘણા વધારે છે એ વાત સાચી નથી? સમાજ તેમના તરફ આગળી કરતો નથી પણ પકડાવામાથી બચવા જેટલી ચતુરાઈ જેમનામા નથી એનાની સામે આખો કાઢવાની આપણને ટેવ પડી છે, જ્યારે આવા ગરીબો કેદમા જઈને વધારે રીઢા ગુન્હેગાર થાય છે

કેદી પકડાય છે કે તેને જીવધારી પ્રમાણે રાખવાની શરૂઆત થાય છે આરોપીને તત્ત્વત તેનો ગુન્હો સાબિત ન થાય ત્યા સુધી નિર્દોષ માનવામા આવે છે, પણ વ્યવહારમા તેના જે માણસો મુકવામા આવેલા હોય છે તેઓ તેમના તરફ ગર્વ અને તિરસ્કારની નજરથી જુએ છે માણસ અપરાધી ઠર્યો કે પછી સમાજે તો તેને ખોયો જ કેદખાનાનુ વાતાવરણ તેને હલકાઈની સ્થિતિ સ્વીકારી લેવાની ટેવ પાડે છે રાજદ્વારી કેદીઓ આ નિર્વીર્ય કરનારા વાતાવરણનો સામાન્ય રીતે ભોગ નથી થઇ પડતા, કારણ વાતાવરણની અધોગતિને વશ થવાને બદલે તેઓ તેની સામે થાય છે અને તેને કેટલેક દરજ્જે ઉન્નત પણ કરે છે, વળી સમાજ પણ તેમને કેદી ગણતો નથી ઉલટા તેઓ તો વીરો અને શહીદો બને છે જેલની તેમની વિપત્તિઓના ગાન વધારીને ગવાય છે અને કેટલીક વાર આ અતિશયતાથી રાજદ્વારી કેદીઓ પછડાય પણ છે પણ દુર્ભાગ્યે લોક તેમને જેટલા લાડ લડાવે છે તેટલા જ પ્રમાણમા અમલદારો ઘણુ ખરૂ નાહકના તેમને સતાવે છે સરકાર રાજદ્વારી કેદીને સામાન્ય કેદી કરતા વધારે ભયકર સમજે છે એક અમલદારે ગભીરપણે દલીલ કરી હતી કે રાજદ્વારી

બોલે બોલે બીભત્સ શબ્દ જ હોય છે અને જેમની વાતચીતનો અશ્લીલ સિવાય બીજો વિષય જ હોતો નથી તેમની સાથે રાત દિવસ ગાળવા એ કઇ ખાવાના ખેલ નથી હા, તે સરકાર સામાન્ય કેદીઓના ઉપર સારી અસર પાડવા ખાતર આવા કેદીઓની સાથે મસલત કરી તેમને ગુન્હેગારોની વચ્ચ મૂકે તો તે સમજી શકાય એવી વાત છે પણ આ તો સ્વપ્ના જેવી વાત છે એ હુ કબૂલ કરૂ છુ મારૂ તાત્પર્ય એ છે કે રાજકીય કેદીઓને દૂષિત વાતાવરણમા રાખવા એ તેમને બેવડાગણી અને વધારાની સજા છે તેમને જુદા વિભાગમા મૂકવા જોઇએ અને તેમની પૂર્વની રહેણી મુજબ તેમની સાથે વર્તાવ થવો જોઇએ

આ અને બીજા જ પ્રકરણમા જેલોના સુધારાની મે વાત કરી છે તેનો સત્યાગ્રહીઓ અનર્થ ન કરે એવી આશા રાખુ છુ જે અગવડ ખમવાનુ તેને માથે આવી પડે તેનો વિરોધ કરવો એ સત્યાગ્રહીને ન છાજે ખરાબમા ખરાબ વર્તાવ સહન કરવાને માટે તો તેણે પ્રતિજ્ઞા લીધેલી છે વર્તાવ દયાભર્યો હશે તો ઠીક છે, ન હશે તોયે શુ બગડ્યુ ?

## ૫

## સુધારાની શક્યતા

મારો અચૂક અનુભવ છે કે આ દુનિયામા ભલાઈ, સામી ભલાઈ ઉત્પન્ન કરે છે, અને બુરાઈથી સામી બુરાઈ નીપજે છે અને તેથી જો કદિ બુરાઇને સામે બુરાઇનો પડઘો ન મળે તો તે બેકાર થઈ પડે છે અને એ રીતે છેવટે પોષણ વિના મરી જાય છે બુરાઈ માત્ર બુરાઇ ઉપર જ નભી શકે છે પુરાણા ઋષિઓ આ સત્ય જાણતા અને તેથી બુરાઇનો બદલો બુરાઈથી વાળવાને બદલે ઈરાદાપૂર્વક, ભલાઈથી વાળતા, અને એ રીતે બુરાઇને હણતા આમ છતાએ બુરાઈ તો હજી નભી રહી છે, કારણ કે ઘણાએ આ શોધનો લાભ લીધો નથી જો કે એના મૂળમા રહેલા નિયમની તો ભારોભાર અસર થયા જ કરે છે વાત તો એ હોય છે કે આપણે એવા આળસુ રહીએ છીએ કે આપણી સામે ઉભી થતી ગૂંચો કે સવાલોનો આપણે આ નિયમને ધ્યાનમા લઇને ઉકેલ કરતા નથી અને એમ માની લઇએ છીએ કે એ નિયમનુ પાલન કરવા જેટલુ બળ આપણામા

નથી વાસ્તવિક જોતા જે ક્ષણે આપણને તે નિયમમાના સત્યની પ્રતીતિ થાય છે તે જ ક્ષણે બુરાઇનો બદલો ભલાઇથી વાળવા જેટલુ સ્હેલુ બીજુ કોઇ કામ આપણે સારૂ રહેતુ નથી માણસ અને પશુ વચ્ચે જે ફેર છે તે એટલો જ છે ઘાની સામે ઘા ન વાળવો એ જ મનુષ્યને સારૂ સ્વાભાવિક સ્થિતિ છે જ્યા સુધી આ નિયમનુ સત્ય આપણે જાણ્યુ નથી અને તે પ્રમાણે વર્ત્યા નથી ત્યા સુધી જો કે આપણે મનુષ્યદેહનુ ખોળીયુ ધર્યુ છે છતા સાચા મનુષ્ય નથી આ નિયમને અપવાદ ન જ હોય મને એવો એક પણ દાખલો યાદ નથી જ્યા આ નિયમ સાચો ન પડયો હોય મારા અનુભવ પ્રમાણે તો બિલકુલ અજાણ્યા માણસો તરફથી પણ આવી વૃત્તિને અચૂક ઉત્તર મળ્યો છે દક્ષિણ આફ્રિકાની જે બધી જેલોમા હુ ગયો ત્યા જે અમલદારો આરભમા મારા તરફ અત્યત વિરોધી ભાવવાળા હતા તેઓ બધા જ છેવટે મારા એકસરખા મિત્ર બન્યા, કારણ મે તેમના ઘાની સામે ઘા કર્યો નહિ તેમની કડવાશનો હુ મીઠાશથી જ જવાબ વાળતો આનો અર્થ કોઇ એમ ન કરે કે હુ અન્યાયની સામે ન થતો ઉલટુ મારા દક્ષિણ આફ્રિકાના જેલઅનુભવ એટલે એવા અન્યાયો સામેની મારે સતત ચલાવવી પડેલી લડતોનો જ એક ઇતિહાસ છે એટલે સૂધી કહી શકાય અને એ લડતોમાની ઘણીખરી સફળ પણ નીવડેલી હિદુસ્તાનની જેલના મારા વધુ લાબા અનુભવે અહિંસાત્મક વર્તનની એ યથાર્થતાને અને સુંદરતાને મારા મનપર માત્ર વધુ સચોટ રીતે ઠસાવી છે યરોડાના અમલદારો જોડે કડવાશ કરવી એ તો મારે સારૂ સાવ સ્હેલી વસ્તુ હતી દાખલા તરીકે, જ્યારે ત્યાના સુપરિન્ટેન્ડન્ટે હકીમ સાહેબ ઉપરના મારા

બોલ્યો નહિ, છતા આ માણસની વર્તણૂક વિષે મારે રિપોર્ટ કરવો કે નહિ, એ સવાલ રહ્યો જ. હુ કઇ યરોડા જેલમા તાજો આવેલો કેદી નહોતો. યરોડામા દાખલ થયા બાદ ઘણા લાબા વખત પછીનો આ બનાવ હતો, તેથી જો હુ તેની સામે રિપોર્ટ કરૂ તો તેના આ વર્તનને સારૂ સુપરિન્ટેન્ડન્ટ તરફથી તેને પાકો ઠપકો મળે એવો સભવ હતો.

અતે હુ એવા નિશ્ચય ઉપર આવ્યો કે રિપોર્ટ ન જ કરવો. મને લાગ્યુ કે આવા અગત અપમાન કે તોછડાઈ મારે ગળી જ જવા જોઇએ. હુ તેના સામે ફરિયાદ કરૂ તો કદાચ એની નોકરી પણ જાય. તેથી તેમ કરવાને બદલે મે એની સાથે વાત કરી. એની તોછડાઇ મને કેવી સાલી હતી એ મે તેને કહ્યુ. મે એને એ પણ કહ્યુ કે પ્રથમ તેની સામે રિપોર્ટ કરવાનો મને કેવો વિચાર થએલો અને છેવટે એ બધુ કરવાનુ માડી વાળી માત્ર તેની સાથે જ વાત કરવાના નિશ્ચય ઉપર હુ કેવી રીતે આવ્યો. મારી વાત એને હૈયે બેઠી અને તેના મનમા મારો તેના ઉપર ઉપકાર વસ્યો. તેણે એ પણ કબૂલ કર્યુ કે પોતે ગેરવર્તન કર્યુ હતુ, જોકે તેણે કહ્યુ કે તેમા મારી કોમળ લાગણીઓને દુ:ખવવાનો તેનો આશય ન હતો. બસ, તે દિવસ પછી એણે કદિ મારૂ નામ લીધુ નહિ. બીજા કેદીઓ તરફનુ તેનુ હમેશાનુ વર્તન સુધર્યુ કે નહિ તેની તો મને ખબર નથી.

પણ મારી આવી વર્તણૂકના સૌથી વધુ અજાયબ પરિણામ તો કેદીઓની સજાઓ અને ઉપવાસોના ઉભા થએલા પ્રસગો દરમ્યાન મારી દરમ્યાનગીરીની બાબતમા આવ્યા કહેવાય. પહેલા ઉપવાસો જન્મકેદની સજાવાળા શીખ કેદીઓએ કરેલા. તેમનુ ધર્મવસ્ત્ર (એક પ્રકારનો

કરેલ) જેલવાળાઓ તરફથી લઈ લેવામા આવ્યુ હતુ તે પાછુ મળ્યા સિવાય અને પોતાના હાથે પોતાનુ ખાણુ રાધી લેવાની રજા ન મળે ત્યા સુધી ખોરાક લેવાની તેમણે ના પાડી હતી આ લાઘણની મને ખબર પડી કે તરત જ તેમને મળવા દેવાની રજાને સારૂ મે માગણી કરી પણ મને જવાબ મળ્યો કે તેવી રજા આપી શકાય નહિ મે જોયુ કે અધિકારીઓની નજરમા આવી રજા દેવી એ જેલના મોભાનો અને જેલના તત્રનો સવાલ હતો વાસ્તવિક જોતા તો જો કેદીઓને બહારના માણસોના જેવા જ લાગણીઓવાળા જીવ ગણવામા આવે તો એમા ઉપલી બેમાની એકે બાબતનો સવાલ હતો જ નહિ મને ખાત્રી છે કે જો તેમને મળવાની મને રજા આપવામા આવી હોત તો અમલદારોની કેટલીયે મુશ્કેલી અને ત્રાસ ઓછા થાત અને પ્રજાકીય નાણાના બચાવ થાત એટલુ જ નહિ પણ પેલા શીખ કેદીઓ પણ એમની દર્દભરી લાબી લાઘણોમાથી બચી જાત

પણ મને તો કહેવામા આવ્યુ કે હુ પેલા શીખ કેદીઓને મળી ન શકુ તો પણ તેમને "તાર" મોકલવામા કશુ જ મારી આડે આવે એમ નહોતુ આ "તાર" શબ્દનો ખાસ અર્થ મારે અહી સમજાવવો રહ્યો છે જેલોની ભાષામા આ "તાર" અગર "તાર વગરના સદેશા" નો એવો અર્થ થાય છે કે અમલદારોની જાણ છતા કે જાણબહાર બીનસત્તાવાર રીતે એક કેદીએ બીજા કેદીને સદેશો મોકલવો દરેક અમલદાર જેલમા આવા સદેશાના વહેવારની વાત જાણે છે અને તે તરફ તેને આખ આડા કાન કરવા પડે છે અનુભવથી તેઓ શીખ્યા છે કે જેલના નિયમોના આવા ભગ થતા અટકાવવા અગર તેના કરનારને શોધી કાઢવા એ

ઘણેભાગે ચક્કી જ આપવામા આવતી એક રીતે તો જેલોમા અપાતુ આ ચક્કીનુ કામ આપણામા નાહક વગોવાયુ છે એને વિષે આપણામા વહેમ પેસી ગયો છે કે એ અત્યંત કઠણ કામ છે એ સાચુ છે કે ગમે તેવી મજુરી પણ જ્યારે માથા ઉપર મોશલ બેસાડીને સજા તરીકે ગણવામા આવે ત્યારે તો તે કરનારાને સ્હેજ પીઠ ચઢાવે એટલી ત્રાસદાયક થઇ પડે છે આમ છતા જે વ્યક્તિ પોતાના અતરા માની ટાઢકને ખાતર સ્વાભિમાન પટકારી તેની જેલોને વહાલી કરે છે તેણે તો પોતાને સોપાએલા ગમે તે કામને પોતાના અભિમાન અને આનંદની વસ્તુ ગણવી જોઇએ જે કઇ મજૂરી પોતાને સોપવામા આવે તે તનમનથી બજાવવામા તેણે ગિરફતાર થઇ જવુ જોઇએ

મુળશી પેટાના કેદીઓ—અને આ બાબતમા તો બીજા કેદીઓ પણ—એક સમૂહ તરીકે આવા નહોતા તેમને બધાને આવા પ્રકારનો આ નવો જ અનુભવ હતો અને તેથી સત્યાગ્રહી તરીકે તેમની ફરજ શી —વધારેમા વધારે કામ કરવુ, કે ઓછામા ઓછુ, કે બિલકુલ ન કરવુ—એનો નિર્ણય તેઓ જાણતા ન હતા મુળશીપેટાના કેદીઓમાના ઘણા આ બાબતમા ઉદાસીન વૃત્તિવાળા હતા એ વિષે તેમાણે કશો વિચાર જ નહોતો કર્યો કાકુ તો ચાલે છતા તેમાના ઘણા જોશીલા નૌજવાનો હતા તેઓ મોટા ચમરબંધીની પણ જોહુકમી સાખી લે તેવા ન હતા આ કારણથી તેમની અને અમલદારોની વચ્ચ હરહમેશ ચકમક ચાલુ રહેતી

આખરે અણીના પ્રસંગ આવ્યા સુપરિન્ટેન્ડન્ટ મેજર જોન્સ તપી ઉઠયો તેણે માની લીધુ કે આ લોકો ઇરાદાપૂર્વક પોતાનુ કામ કરતા ન હતા તેણે તેમની ખોડ

ભૂલાવી દેવાનો વિચાર રાખ્યો અને તેમાના છ જણાને ફટકા મારવાનો હુકમ કર્યો આ સજાની ખબર ફેલાતા જ આખી જેલમા ખળભળાટ થઇ ગયો દરેક જણ જાણતો હતો કે જેલમા શુ ચાલી રહ્યુ હતુ અને તે શાને કારણ હતુ પેલા કેદીઓને મારા બારા આગળ થઇને લઇ જતા હતા ત્યારે મે તેમને જોયા મારૂ અતર વલોવાયુ એમાના એક જણે મન ઓળખ્યો અને મને પ્રણામ કર્યા ! 'બધારી' મા જે 'રાજદ્વારી કેદીઓ હતા તેમણે આ બનાવના વિરોધ રૂપે હડતાળ પાડવાનો વિચાર કર્યો

મેજર જોન્સના ગુણોની તારીફ હુ અત્યાર અગાઉ કરી ચૂક્યા છુ અહીયા તેના કાર્યની ટીકા કરવાનો દુખભર્યો ધર્મ બજાવવાનુ મને પ્રાપ્ત થાય છે મેજર જોન્સ ઉચા ખવાસનો, ન્યાયપ્રિય અને અમલદારો કરતા કેદીઓની વધાર તરફદારી કરનારો છતા કાર્યમા ઉતાવળીઆ હતો આથી કટલીકવાર પોતાના નિર્ણયોમા તે ગોથુ ખાઇ જતો આનુ પણ કાઇ એટલુ બધુ લાગતુ નહિ કારણ તે પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરવાને તેટલો જ તાબડતોબ તૈયાર રહેતો પણ આવી ફટકા મારવા જેવી સજાઓ જમા એક વખત કરલી ભૂલ ભૂસી શકાય નહિ, તેવી બાબતોમા એવી નિખાલસતા નિરૂપયોગી જ ગણાય મે નરમાશથી તેની આગળ આખી વાત ચર્ચી પણ ની કામ ઓછુ આપે એટલા કારણસર તેને ફટકાની સજા કરવી એ હરકાઇ દૃષ્ટિએ ગેર હતુ એ વાત હુ એને ગળે ન જ ઉતારી શક્યો હુ એને ન ઠસાવી શક્યો કે જે કોઇએ પોતાનુ કામ પૂરૂ ન કર્યુ હોય તે દરેક જણે ઇરાદાપૂર્વક જ તેમ કર્યુ છે એમ ખાત્રીપૂર્વક માની લેવુ વ્યાજબી નથી એણે એટલુ બેશક કબૂલ કર્યું

કે આવા કિસ્સાઓમા અમલદારોની આકણી ખોટી હોવાનો સભવ હોય છે ખરા, પણ એવા પોતાના અનુભન મુજબ એ સભન એટલો બધો અલ્પ હોય છે કે તેને ગણતરીમા લેવાની જરૂર નથી કમનશીબે ઘણા અમલદારોની જેમ મેજર જોન્સ પણ ફટકાની સજાની ઉપયોગિતામા માનનારો હતો

આ બનાવને અતિશય ગભીર ગણીને તેની સામે રાજદ્વારી કેદીઓ ઉપવાસ ચાલુ કરવાની તૈયારીમા હતા એટલામા મને તેની જાણ થઈ મને લાગ્યુ કે પોતાને પક્ષના સાવ દેખીતા વાજબીપણાને વિષે અતિશય જબરદસ્ત આધાર ન હોય ત્યા સૂધી લાઘણ કરવી એ ખોટુ છે વળી કેદીઓ, કાયદો પોતાના હાથમા લઇને પોતે પોતાનો ન્યાય ન તોળી શક આથી આ બધા ભાઇઓને મળના દેના બાબત મે મેજર જોન્સની પાસે ફરી એકવાર રજા માગી આ વખતે પણ અગાઉની પેઠે તેવી રજાની ના પાડવામા આવી આ વિષે મારે અમલદારો જોડે ચાલેલો પત્રવ્યવહાર હુ પ્રગટ કરી ચૂક્યો છુ * આ લેખ વાચતી વેળા તે પણ સાથે જ વાચી જવાની અભ્યાસી વાચકને હુ ભલામણ કરૂ છુ

મારે પેલા ‘ તાર વગરના સદેશા ’ નો ફરી આશ્રય લેવો પડયો રાજદ્વારી કેદીઓની એક મોટી લાઘણ અને આણીની ઝુબેશ આવા સદેશા વડે અટકાવી શકાયા, પરતુ આજ બનાવને અગે બીજો એક દુખદ પ્રસગ ઉભો થએલો તેની નોધ મારે અહી લેવી રહી ભાઇ જેરામદાસે મારો સદેશો જેલનિયમની ઉપરવટ થઇને રાજદ્વારી ભાઇઓને પહોચાડેલો તેમ કરવામા ભાઇ જેરામદાસને પેલા રાજદ્વારી કેદીઓને મળવુ પડે તેમ હતુ અને તે

* જુઓ નવજીવન તા ૯-૩ ૨૪ પાનુ ૨૧૮

મુજબ તેઓ તેમને મળ્યા આ કેદીઓને હેતુપૂર્વક નોખા નોખા વિભાગોમાં રાખવામાં આવ્યા હતા આ કારણથી ભાઈ જેરામદાસ પોતાનો વિભાગ છોડી—અલબત્ત નહીં વાર્ડરોને અને એક ગોરા જેલરને આ વાતની જાણ હતી જ—એ બધા વિભાગોમાં 'જઈ ચડયા!' તેમણે (જેરામદાસે) તેઓને કહેલું કે "હું જેલનિયમનો ભંગ કરી રહ્યો છું તે હું જાણું છું, તમે સુખેથી મારી સામે રિપોર્ટ કરી શકો છો"

તે મુજબ તેમને વિષે રિપોર્ટ થયો મેજર જોન્સે કહ્યું કે જો કે પોતે જાણતા હતા કે જેરામદાસે જે કર્યું હતું તે શુભ હેતુથી જ કર્યું હતું અને જો કે પોતે તેને સારુ જેરામદાસને ધન્યવાદ આપવાને પણ તૈયાર હતો છતાં તેને અંગે તેમણે કરેલા જેલનિયમના ભંગનો પોતાની આગળ રીતસર રિપોર્ટ આવેલો હોવાથી આ બાબતમાં નિયમસર પગલું લીધા વગર પોતાને ચાલે નહિ તેમણે ભાઈ જેરામદાસને સાત દિવસ અંધાર કોટડીની સજા ફરમાવી મેં જ્યારે આ જાણ્યું ત્યારે મેં મેજર જોન્સને કહ્યું કે "મને પણ ઓછામાં ઓછી જેરામદાસના જેટલી તો સજા મળવી જ જોઈએ કારણ—જેરામદાસે મારા કહેવાથી જ જેલનિયમનો ભંગ કર્યો હતો" તેણે કહ્યું, "જેલ તંત્રના જતનની દૃષ્ટિએ સત્તાવાર રીતે મારી સમક્ષ રજૂ થયેલ નિયમભંગના ગુનહા માટે કાયદેસર પગલું લીધા વગર મારે ચાલે નહિ એટલા જ કારણસર મેં જેરામદાસને સજા કરી જેરામદાસે જે કર્યું તેને સારુ હું નારાજ નથી થયો, એટલું જ નહિ પણ રાજી થયો છું કે તેણે સજા ખમવાનું જોખમ ખેડીને પણ ઉપવાસ કરવા તૈયાર થએલા રાજદ્વારીઓની મુલાકાત લીધી અને તેમ કરીને એક બેહૂદી પરિસ્

જ થયુ ૧૮૯૪ પછી ચાલુ વાચનના મને સમય મળ્યો તે માત્ર દક્ષિણ આફ્રિકાની જેલોમા જ મને વાચવાનો શોખ ઉત્પન્ન થયો એટલુ જ નહિ, પણ સસ્કૃતનુ માફ જ્ઞાન પૂર્ણ કરવાનુ તથા તામીલ, હિદી અને ઉર્દુનો અભ્યાસ કરવાનુ મને મન થયુ તામીલ, એટલા માટે કે દક્ષિણ આફ્રિકામા મને અનેક તામીલીઓનો પ્રસગ પડયો હતો, અને ઉર્દુ, કારણ મારે બહુ મુસલમાનો સાથે કામકાજ રહેતુ દક્ષિણ આફ્રિકાની જેલોમા મારી વાચનની અભિરુચિ તીક્ષ્ણ થઈ હતી, એટલે દક્ષિણ આફ્રિકાના મારા છેલ્લા કારાવાસ દરમ્યાન મને વહેલો છોડી મૂકવામા આવ્યો ત્યારે મને દુખ થયેલુ

એટલે હિદુસ્તાનમા એવો અવસર આવ્યો, ત્યારે મે તેને આનદપૂર્વક વધાવી લીધો મે યરોડામાં કરવાના અભ્યાસનો નિયમિત ક્રમ ઘડી કાઢ્યો, જે પૂરો કરવા માટે છ વર્ષ બસ નહોતા પ્રથમના ત્રણ માસ મને ઝાખી આશા હતી કે હિદુસ્તાન ઠીક બજાવશે, પરદેશી કાપડનો સપૂર્ણ બહિષ્કાર કરશે, અને જેલના દરવાજા ઉઘાડશે પણ તરત મારા જાણવામા આવ્યુ કે એમ બનવાનુ નથી મે તરત જોયુ કે એમ બનવા માટે જે શાત વ્યવસ્થાપૂર્વક ઉદ્યોગ કરવો જોઇએ તે કરતાં પ્રજાને પાચ વર્ષથી કાઈ ઓછુ ન લાગે સાક્ષાત્ સ્વરાજને કારણે ભલે નહિ તો પણ પ્રજાના શાતિમય રચનાત્મક કામને પરિણામે હુ વહેલો છૂટુ તે ઠીક, તે વિના વહેલો છૂટવાની મને લેશમાત્ર ઇચ્છા નહોતી જર્જરિત શરીરવાળો ચોપન વર્ષનો વૃદ્ધ હોવા છતા ચોવીશ વર્ષના તરુણ જેટલા ઉત્સાહપૂર્વક મે અભ્યાસ માડ્યો મારા સમયની એકેએક ક્ષણનો હિસાબ રાખતો, અને છૂટત ત્યારે ઉર્દુ અને તામીલનો ઠીક ઠીક અભ્યાસી થઇને

અને સંસ્કૃતનું સારૂં જ્ઞાન લઇને હું નીકળત એવી વકી હતી સંસ્કૃત મૂળ ગ્રંથ વાંચવાની મારી કામના પૂર્ણ થઈ હોત—પણ એમ બનવાકાળ નહોતું દુર્ભાગ્યે મંદવાડ આવ્યો, એને પરિણામે હું છૂટ્યો ને મારા અભ્યાસના રંગમાં ભંગ પડ્યો છતાં આટલા સમયમાં પણ હું કેટલું વાંચી શક્યો તેનો ખ્યાલ વાચકને નીચેની ટીપ ઉપરથી આવશે

## અંગ્રેજી

૧ કથીંજ હિસ્ટરી ઑફ સ્કૉટલંડ, ૨ ધ માસ્ટર ઍન્ડ હિઝ ટીચીંગ, ૩ આર્મ ઑફ ગૉડ, ૪ ક્રિશ્ચિએનિટી ઇન પ્રેક્ટિસ, ૪ ધ વે ટુ બિગિન લાઇફ, ૫ ટ્રિપ્સ ટુ ધ મૂન (લ્યુસ્યન), ૬ ઇંડિયન ઍડમિનિસ્ટ્રેશન (ઠાકોર), ૭ નૅચરલ હિસ્ટરી ઑફ બર્ડ્ઝ ૮ ધ યંગ ક્રુઝેડર, ૯ બાઇબલ વ્યુ ઑફ ધ વર્ડ માર્ટર્સ, ૧૦ સીકર્સ આફટર ગૉડ (ડીન ફેરર), ૧૧ સ્ટોરિઝ ફ્રૉમ ધ હિસ્ટરી ઑફ રોમ, ૧૨ ટૉમ બ્રાઉન્સ સ્કુલ ડેઝ, ૧૩ વિઝડમ ઑફ ધ ઍન્શ્યંટ્સ, ૧૪ હિસ્ટરી ઑફ ઇંડિયા (આગલાં પાનાં ફાટેલાં હોવાથી લેખકનું નામ નથી જાણ્યું), ૧૫ ફાઈવ નેશન્સ (કિપ્લિંગ), ૧૬ ઇક્વૉલિટી (એડવર્ડ બેલામી), ૧૭ સેંટ પૉલ્સ ગ્રીસ, ૧૮ ધ સ્ટ્રેન્જ કેસ ઑફ ડૉ જેકીલ ઍન્ડ મિ હાઇડ, ૧૯ પિટ (લૉર્ડ રોઝબરી), ૨૦ જંગલ બુક (કિપ્લિંગ), ૨૧ ગટેનું ફૉસ્ટ, ૨૨ લાઇફ ઑફ જૉન હોવર્ડ, ૨૩ ડૉપ્ડ ફ્રૉમ ધ ક્લાઉડ્ઝ (જુલે વર્ન), ૨૪ લાઇફ ઑફ કોલંબસ (અરવિંગ), ૨૫ ફાઈવ એમ્પરર્સ (વિ બરફાર્સ), ૨૬ લેઝ ઑફ એનશ્યંટ રોમ, ૨૭ ધ ક્રુઝેડ્ઝ, ૨૮ ગિબનનું રોમ, ૨૯ કબીર્સ સૉંગ્ઝ (ટાગોર) ૩૦ સુપરસેન્સ્યુઅલ લાઇફ (જેકબ

(બિહમેન), ૩૧ પ્રો ક્રીસ્ટો એટ એકલીઝીઆ, ૩૨ ગૅલીલિયન, ૩૩ ફિલોક્રિસ્ટસ, ૩૪ પ્રેમમિત્ર, ૩૫ ધ ગૉસ્પેલ એન્ડ ધ પ્લાઉ, ૩૬ અવરસેલ્વ્ઝ એન્ડ ધ યુનીવર્સ (જ બ્રીઅર્લી), ૩૭ વૉટ ક્રિશ્ચિઍનિટી મીન્સ ટુ મી (એબટ), ૩૮ સ્ટેપ્સ ટુ ક્રિશ્ચિઍનિટી, ૩૯ માઇ ફિલોસોફી એન્ડ રિલીજીઅન (ટ્રાઈન), ૪૦ સાધના (વીન્દ્રનાથ ટાગાર), ૪૧ ઉપનિષદ્ ગુ (મેક્સ મ્યૂલર), ૪૨ આઉટલાઇન્સ ઑફ હીસ્ટી (એચ જી વેલ્સ), ૪૩ ધ બાઇબલ, ૪૪ સાયન્સ ઑફ પીસ (ભગવાનદાસ), ૪૫ બૅરેક રૂમ બૅલડ્ઝ (કિપ્લિંગ), ૪૬ ઇવોલ્યૂશન ઑફ સિટિઝ (ગેડીઝ), ૪૭ શિપ્સ (ગોકુલચંદ), ૪૮ શિપ્સ (મૅગ્રેલિફ) ૪૯ એથિક્સ ઑફ ઈસ્લામ, ૫૦ સોશ્યલ એવોલ્યૂશન (કિડ), ૫૧ આવર હેલેનીઝ હેરીટેજ, ૫૨ ગીતા (અરવિંદ ઘોષ), ૫૩ એલિમેંટ્સ ઑફ સૅક્યોલોજી, ૫૪ સોશ્યલ એફિશ્યન્સી (ફેરવાણી), ૫૫ મેસેજ ઑફ મહમદ (વાડિયા), ૫૬ મેસેજ ઑફ ક્રાઈસ્ટ (વાડિયા), ૫૭ સેઇન્ટ્સ ઑફ ઇસ્લામ (હસન), ૫૮ અર્લી ઝોરાએસ્ટ્રિઍનિઝમ (મોલ્ટન), ૫૯ મૅન ઍન્ડ સુપરમૅન (શૉ), ૬૦ હિસ્ટ્રી ઑફ સિવિલિઝેશન, ૬૧ ઑટોબાયોગ્રાફી ઑફ કાઉન્ટેસ ટૉલ્સટૉય, ૬૨ વેરાયટીઝ ઑફ રિલીજીઅસ એક્સપીરીઅન્સીઝ, ૬૩ ઓરિજિન અન્ડ એવોલ્યૂશન ઑફ રિલિજયન (હોપકિન્સ), ૬૪ હિસ્ટરી ઑફ યુરોપીઅન મોરલ્સ (લેકી), ૬૫ ફ્રીડમ એન્ડ ગ્રોથ (હોમ્સ), ૬૬ એવોલ્યૂશન ઑફ મૅન (હેકલ), ૬૭ કુરાન (મહમદઅલીનું અંગ્રેજી ભાષાન્તર), ૬૮ રાજયોગ (વિવેકાનંદ), ૬૯ કૉન્ફ્લુઅન્સ ઑફ રિલીજીઅન્સ, ૭૦ મિસ્ટિક્સ ઑફ ઇસ્લામ (નિકલસન), ૭૧ ગૉસ્પેલ ઑફ બુદ્ધ (પોલ કેરસ), ૭૨.

૨૮ ગીતગોવિંદ (કૃષ્ણલાલ ઝુન), ૨૯ મુક્તધારા (રવીન્દ્રનાથ), ૩૦ કળતુ વહાણુ (રવીન્દ્રનાથ), ૩૧ ભગવતીસૂત્ર (અપૂરૂ)

## હિન્દી

૧ સત્યાગ્રહ ઔર અસહયોગ, ૨ તુલસી રામાયણ ૩ કઠવલ્લિ (ભપા ટીકા), ૪ ગત્યર્થપ્રકાશ, ૫ સ્યાદ્વાદ મજરી, ૬ ઉત્તરાધ્યયન સૂત્ર,

## ઉર્દૂ

૧ ઉર્દૂ વાચનમાળા, ૨ ઉસ્વએ સહાબા, ૩ પેગમ્બર સાહેબનુ જીવનચરિત્ર (શિબ્લીનુ), ૪ અલ ફારુ (શિબ્લી), ૫ અલ કલામ (શિબ્લી)

## મરાઠી

ઉપનિષદ ભાષ્ય ૨૪ પુસ્તકો (પ્રૉ ભાનુ) મહાન ધર્મ (વિનોબા)

આ બધા પુસ્તકો ઇચ્છાપૂર્વક વાચેલા એમ વાચક ન માની લે એમાના કેટલાક તો નકામા હતા, અને જો બહાર હુ તે ન જ વાચત કેટલાક પરિચિત અને અપરિચિત મિત્રોએ મોકલેલા હતા, અને કાઈ નહિ તો તેમની ખાતર પણ મારે તે વાચી જવા એમ મને લાગતુ યરોડા જેલમા અગ્રેજી પુસ્તકોનો સગ્રહ ખરાબ ન કહેવાય કેટલાક તો તેમા સરસ પુસ્તકો હતા—જેવા કે ફેરરનુ 'સીકર્સ આફ્ટર ગૉડ' લ્યુસ્યનનુ 'ડિ્સ ટુ વ મૂન', અથવા ઝુલેવર્નનુ 'ડૉડ ફેમ ધ લ્વાડ'ઝ'—બધા પોતપોતાની રીતે ઉત્તમ ફેરરના પુસ્તકમા માર્કસ ઑરલીઅસ, સેનેકા, અને એપિક્ટેટસના જીવનચરિત્રની ઉત્તમ બાજુ જોવામા આવી છે, અને ઉન્નતિકર પુસ્તક છે લ્યુસ્યનનુ પુસ્તક એક સરસ

બોધપ્રદ અંગ છે. ઝુલેવર્ન વાર્તારૂપે વિજ્ઞાન શીખવે છે એની રીત અનુકરણ ન થઇ શકે એવી છે.

અનેક ખ્રિસ્તી મિત્રોએ અતિશય માયા બતાવીને, અમેરિકા, ઇગ્લંડ અને હિંદુસ્તાનમાંથી મને પુસ્તકો મોકલેલાં. મારે કબૂલ કરવું જોઇએ કે આમાં તેમની ભલામનસાઈ હતી, પણ તેમણે મોકલેલાં ઘણાં પુસ્તકોની હું કદર ન કરી શક્યો. તેમણે મોકલેલાં પુસ્તકોને વિષે તેઓ રાજી થાય એવું હું કાંઇ લખી શકું તો કેવું સારું એમ મનમાં થાય છે પણ મારા મનમાં ન હોય છતાં તેવું લખું તો તે ગેરવાજબી અને જૂઠું કહેવાય. ખ્રિસ્તી ધર્મ વિષેનાં સનાતની ખ્રિસ્તીઓએ લખેલાં પુસ્તકોથી મને સંતોષ નથી થયો. ઈશુ ખ્રિસ્તના જીવનચરિત્ર માટે તો મને અતિશય આદર છે. તમનો નીતિબોધ, તેમનું વ્યવહારજ્ઞાન, તેમનું બલિદાન—એ સૌને માટે તેમના તરફ પૂજ્યભાવ થયા વિના રહેતો નથી. પણ ખ્રિસ્તી ધર્મપુસ્તકોમાં ઉપદેશવામાં આવ્યું છે:— ઇશુ ઇશ્વરના અવતાર હતા અથવા છે, અથવા તો તે ઇશ્વરના એકજ પુત્ર હતા અથવા છે તે હું સ્વીકારતો નથી. બીજાનું પુણ્ય ભોગવવાના સિદ્ધાન્ત હું નથી સ્વીકારતો. ઇશુનું બલિદાન એ મહાન છે, અને આપણને સૌને આદર્શરૂપ છે. આપણે સૌને મોક્ષને માટે 'ક્રૉસ' પર ચઢવાનું છે—એટલે તપશ્ચર્યા કરવાની છે. બાઇબલના શબ્દો— 'પુત્ર', 'પિતા', અને 'પવિત્ર આત્મા'—નો કેવળ વાચ્યાર્થ કરવાની હું ના પાડું છું. એ બધા રૂપકો છે. તેમજ ગિરિશિખરના ઉપદેશ ઉપર જે મર્યાદા મૂકવાનો પ્રયત્ન થાય છે તે પણ હું સ્વીકારતો નથી. 'નવા કરાર'માં લડાઈને માટે ક્યાંયે બચાવ હું નથી જોતો. ઇશુ ખ્રિસ્તને દુનિયામાં થઇ ગએલા અતિ

યગામ્વી ગુરુઓ અને રસૂલોમાના એક હુ માનુ છુ  પા
કહેવાની જરૂર નથી કે બાઈબલને હુ ઇશુના જીવન અ
તના ઉપદેશનુ ભૂલ વિનાનુ બયાન નથી માનતો તેમ
'નવા કરાર'ના શબ્દે શબ્દ ઇશ્વરનો પોતાનો શબ્દ
એમ હુ નથી માનતો અને નવા અને જૂના કરાર
વચ્ચે એક મહત્વનો ભેદ છે  જૂનામા કટલા- ર્યા
ગહન સત્યો છે, પણ નવા કરારને હુ જેટલો આદ
આપુ છુ તેટલો આદર તો જૂનાને ન આપી શા
નવાને હુ જૂનાના ઉપદેશની વિસ્તારેલી આવૃત્તિ, અ
કેટલીક બાબતોમા જૂનાના ત્યાગરૂપે માનુ છુ તમ ન
કરારને હુ ઇશ્વરના આખરી શબ્દ પણ નથી માનતે
વિશ્વમા વસ્તુમાત્રને જે વિકાસક્રમ લાગુ પડે છે તે
વિકાસક્રમને ધાર્મિક વિચારો પણ પાત્ર છે  મા
ઈશ્વર જ અવ્યય છે અને તેનો સદેશ માનવના જ
દ્વારા મળે છે એટલે જે ન જેટલુ શુદ્ધ અશુદ્ધ હોય
તેટલા જ પ્રમાણમા તે સદેશો શુદ્ધ અશુદ્ધ હોવાને
સભવ છે  એટલે મારા ખ્રિસ્તી મિત્રો અને શુભચિતક
હુ માનપૂર્વક આગ્રહ કરુ છુ કે તેઓ હુ જેવો છુ તેવે
જ મારો સ્વીકાર કરે તેઓના વિચારને અને તેઓ
તવો હુ થાઉ એવી તમની ઇચ્છાને હુ માન આપુ છુ
અને કદર કરુ છુ—જેમ મારા મુસલમાન મિત્રોન
એવી જ ઇચ્છાની પણ હુ કદર કરુ છુ  હુ બને ધર્મ
મારા જેટલા જ સાચા માનુ છુ, પણ મારા પોતાનાથી મ
પૂરેપૂરો સતોષ મળી રહે છે  મારી ઉન્નતિને માટે મારે
જોઈએ તે બધુ મને તેમાથી મળી રહે છે  મારો ધમ
મને એવી પ્રાર્થના ફરમાવતો નથી કે બીજા મારા ધર્મન
થાય, પણ એવી ફરમાવે છે કે સૌ પોતપોતાના ધર્મમ
રહી પૂર્ણતાએ પહોચે  એટલે હમેશા મારી બ દગ

ખ્રિસ્તીને માટે એવી રહી છે કે તે વધારે સારો ખ્રિસ્તી થાય, અને મુસલમાન માટે એવી રહી છે કે તે વધારે સારો મુસલમાન બને મને તો ખાતરી છે, મને જ્ઞાન છે કે ઇશ્વર આપણને એ પૂછશે, આજ પણ એ પૂછે છે કે આપણે કેવા છીએ આપણા કામ કેવા છે, નહિ કે આપણા નામઠામ કયા છે? તેને તો કેવળ આચરણ જ જોઈએ, આચરણ વિનાની માન્યતા નથી જોઇતી તે તો આચરણને જ માન્યતા માને છે આ વિષયાન્તર કર્યુ તે માટે વાચકની હુ ક્ષમા માગુ છુ પણ જે ખ્રિસ્તી સાહિત્યથી ખ્રિસ્તી મિત્રોએ મને નહવરાવ્યો તે વિષે મારૂ હૈયુ ઠાલવવાની જરૂર હતી, બીજા કોઈ કારણથી નહિ તો મારા આ આત્મિક કલ્યાણને વિષેની તેમની ચિંતા માટે આભાર માનવા માટે

જે પુસ્તકો વિના હુ ન જ ચલાવી શકયો હોત તે હતા મહાભારત, રામાયણ અને ભાગવત ઉપનિષદ્થી વેદને મૂળમા જઇને જોવાની ઇચ્છા સતેજ થઇ એની ઉત્કટ કલ્પનાઓથી પારાવાર આનદ થયો, અને તેની આધ્યાત્મિકતાથી મારા આત્મા ઠર્યા છતા મારે એ પણ કહેવુ જોઇએ કે તેમાના કેટલાકમા એવુ ઘણુ હતુ કે જે પ્રૉ૦ ભાનુની પુષ્કળ ટીકાની મદદ છતા હુ નહિ સમજી શકયો - ન તેમા રસ લઈ શકયો, જો કે પ્રૉ૦ ભાનુએ તો આખુ શાકરભાષ્ય અને બીજા અનેક ભાષ્યોનો સાર પોતાની ટીકામા આપી દીધા છે મહાભારત તો અગાઉ કઇ વાર વાચેલુ જ નહતુ—કટકે કટક કઇવાર જોયુ હોય તે જૂદી વાત ઉલટો તેની વિરુદ્ધ પણ મે મત બાધી લીધો હતો એ મત એવો હતો કે મહાભારત એટલે કેવળ લોહીની નદીઓના વર્ણનથી અને ઉઘ આણે એવા ટાહેલાથી ભરેલો

ગ્રંથ, જે મત ખોટો હતો એમ હવે સિદ્ધ થયું છે મહાભારતના ૭ હજાર પાનાના મોટા થોથા જોઇને હું ગભરાયો હતો પણ અમુક ભાગ સિવાય એ એટલું બધું મનમોહક થઇ પડ્યું હતું કે એકવાર શરૂ કર્યા પછી તે ગ્રંથ પૂરો કરવાને હું અધીરો થઇ ગયો હતો ચાર મહીનામાં એ પૂરો કર્યા પછી મને લાગ્યું કે મહાભારતને કાંઈ ઉપમા આપવી હોય તો તે ગણ્યાગાંઠ્યા સુંદર જવાહીરોવાળી કોઇ તિજોરીની સાથે ન આપી શકાય, પણ કોઈ અખૂટ ખાણ સાથે જ સરખાવી શકાય કે જેને જેમ ઉંડે ખોદીએ તેમ તેમ તેમાંથી વધારે કીમતી જવાહીર નીકળતા જાય મહાભારત, મારા મત પ્રમાણે, કોઇ ઇતિહાસ નથી ઇતિહાસ તરીકે તો હું એને નાખી દેવા જેવો ગ્રંથ ગણું પણ એમાં તો રૂપકદ્વારા વિશ્વના સનાતન સત્યોની ચર્ચા કરવામાં આવેલી છે કવિનો આશય પુણ્ય અને પાપ, સત્ અને અસત્, ખુદા અને શેતાનનું સનાતન દ્વંદ્વ વર્ણવવાનો છે, અને તે આશયને અનુકૂળ પડે તેવી રીતે તે ઐતિહાસિક પાત્રો અને ઘટનાઓને ઉઠાવી લઈ તેમને દેવી અને રાક્ષસી બનાવે છે એ ગ્રંથ કોઈ મહાનદ જેવો છે જે પોતાના મુખ તરફ ધાવન કરતા અનેક વ્હેળાને પોતામાં સમાવે છે, જેમાંના ઘણા મેલા પણ છે એ ગ્રંથ છે એક જ પ્રતિભામાંથી ઉત્પન્ન થયેલી કલ્પના, પણ કાળ જતાં તેના ઉપર એવા આક્રમણ થયાં છે, અને તેમાં એટલી બધી વસ્તુઓ મળી ગઈ છે કે આજે હમેશાં મૂળ કયું અને બહારનું કયું એ કહી શકાવું મુશ્કેલ થઈ પડે છે

ગ્રંથની સમાપ્તિ તો ભવ્ય છે તેમાં ઐહિક સત્તાની નશ્વરતા દર્શાવવામાં આવેલી છે ગરીબ ભિખારીને

પોતાનો આખરનો કોળીઓ, પોતાનુ અલ્પ સર્વસ્વ આપી દેનાર ભિખારીના હૃદય-બલિદાનની આગળ અતનો મહાયજ્ઞ કરો પુણ્યદાયી નથી એમ સિદ્ધ કરવામા આવ્યુ છે

પુણ્યશાળી પાડવોના ભાગ્યમા અતીવ શોક જ બતાવવામા આવ્યો છે કર્મવીર કૃષ્ણ લાચાર દશામા મરે છે અસખ્ય અને એક એકથી બળાબા યાદવો પોતાના જ સડાન લીધે યાદવી કરીને કુતરા ને મોતે મરે છે અજય ગાડીવધારી અર્જુન લૂટારાની [illegible] છતાય છે પાડવો યુદ્ધના પરિણામે મેળવેલી ગાદી એક બાળકને સોપીને વાનપ્રસ્થ થાય છે સ્વર્ગયાત્રા કરતા એક સિવાય સૌ યાત્રામા જ મરે છે, અને ધર્મરાજ યુધિષ્ઠિરને પણ, આપદ્ધર્મ તરી- [illegible] અસત્યના તેણે આશ્રય લીધેલો તેને માટે નરકની પડેલી દુર્ગંધ ખમવી પડે છે કારણ અને કાર્યના અટલ નિયમનો અપવાદ વિના સનાતન રીતે અમલ થતા વર્ણવાયો છે એ ચમત્કારિક કાવ્યને માટે એવો દાવો થાય છે કે તેમા ઉપયોગી અને મરમ એવુ અને જે બીજા ગ્રથમા મળે એવુ કશુ છોડી દેવામા નથી આવ્યુ, એ મહાકાવ્ય એ દાવો ઠીક સિદ્ધ કરે છે

## ૧૧

## મારૂ વચન

### ( ૨ )

મારો ઉર્દૂ અભ્યાસ મહાભારતના જેટલો જ મનોવેધક નીવડ્યો હુ જેમ જેમ તેમા આગળ વધતો ગયો તેમ તેમ અભ્યાસના ભાર પણ વધતો ગયો બે - ત્રણ મહિનામા હુ ઉર્દૂ ઉપર સારો કાબુ મેળવી લઈશ એવી ગાઢી માન્યતાથી તેના અભ્યાસ તરફ હુ કઇક હળવુ મન રાખીને વળ્યો હતો પણ થોડા જ દિવસમા મને મારી ભૂલ સમજાઇ અને મે જોયુ કે એ ભાષાને હિન્દીથી તદ્દન જુદી જ પાડી નાખવામા આવી છે અને તેને એવી બનાવવા તરફ વલણ વધતુ જ જાય છે પણ આ શોધથી ઉર્દૂ સાહિત્ય સમજવા તથા વાચવાનો મારો નિશ્ચય વધારે દૃઢ થયો મે ઉર્દૂ વાચન પાછળ રોજના ત્રણ કલાક આપવા માડ્યા ઉર્દૂ લેખકોએ હિન્દુમુસલમાનોમા પ્રચલિત છે એવા શબ્દોનો ત્યાગ કરી ફારસી અને અરબી શબ્દોનો ઉપયોગ જાણીજોઇને વધારી મૂક્યો છે સાદા વ્યાકરણનો ઉપયોગ કરવો મેલી તેમણે અરબી અને ફારસી

વ્યાકરણ દાખલ કર્યું છે આને પરિણામે મુસલમાની વિચારપરંપરાથી વાકેફ રહેવા માગતા બિચારા દેશપ્રેમીયે ઉર્દૂના અભ્યાસ એક માત્ર ફારસી અને નવીન ભાષા તરીકે જ કરવો રહ્યો હિન્દીના લેખકો પણ આ બાબતમા જરાય મોળા નથી નીવડયા મન માન્યા કરતુ હતુ કે આ બધી હજુ બહુ ઉંડે ગઇ નથી અને હિંદી ઉર્દૂ ભાષાઓને નોખી પાડી નાખવાની વૃત્તિ માત્ર થોડા વખતની જ છે પણ મે જોયુ કે જો આપણે હિન્દુસ્તાનને માટે હિન્દી અને ઉર્દૂના મિશ્રણવાળી એક સર્વસાધારણ રાષ્ટ્રીય ભાષા બનાવવી હોય તો એકબીજાથી જુદા પડતા બે પ્રવાહોને એક કરવા તરફ લાંબા વખત સૂધી ખાસ પ્રયાસો કરવા પડશે આમ છતા હુ માનુ છુ કે હિન્દુને પોતાની કેળવણી પૂરી કરવા સારુ સાક્ષરી ઉર્દૂ જાણી લેવાની જેટલી જરૂર છે તેટલી જ મુસલમાનને સાક્ષરી હિન્દી જાણી લેવાની જરૂર છે તુરત જ આરંભ કરી દેવામા આવે તો આ તદ્દન સ્હેલુ છે આના અભ્યાસની અગત્ય દેખીતી ભલે ન જણાય, પશ્ચિમના જ્ઞાનનદ્વારો પણ એથી નહિ ખુલે, પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ તેની ઉપયોગિતા અમૂલ્ય છે મારા ઉર્દૂ અભ્યાસથી મારૂ ભંડોળ વધ્યુ છે હુ ઇચ્છુ છુ કે હજીયે હુ આ અભ્યાસ પૂરો કરી શકુ

વળી, બે વર્ષ પહેલા જાણતો તે કરતા આજે આથી મુસલમાન હૃદયને હુ વધારે સારી રીતે પિછાની શકુ છુ મને ઉર્દૂ સાહિત્યની ધાર્મિક બાજુમા વધારે રસ હતો, આથી મારાથી બની શક્યુ કે તરત હુ ઉર્દૂના ધાર્મિક પુસ્તકો તરફ વળ્યો નશીબે તો હમેશા મને યારી આપી છે મૌલાના હસરત મોહાનીયે ભાઇ મનઝરઅલીને 'ઉસ્વ-એ-સહાબા' નામની ગ્રંથમાળા

મોકલ્યા હતા તેઓ જેમ જેમ મને ઉર્દૂ શીખવતા ગયા તેમ તેમ આ પુસ્તક મારા હાથમા મૂકતા ગયા, અને મે ખૂબ ખંતપૂર્વક તે વાચી કાઢ્યા આ પુસ્તકોમા જો કે પુનરુક્તિદોષ બહુ છે અને ઘણી જગ્યાએ લખાણ ટુકાવ્યુ હોત તો બહુ સુદર લાગે એવુ છે છતા મને તેમાથી ઘણા સહાબીઓએ કરેલા કામની વધારે માહિતી મળતી હોવાથી તેમા ઘણો જ રસ પડવા લાગ્યો તેમના જીવન જાદુની માફક કેવા ફેરવાઈ ગયા, પેગમ્બર તરફ તેમની કેવી અગાધ ભક્તિ હતી, દુન્યવી ધનમાન તરફ તેઓ કેવા ઉદાસીન હતા, પોતાના જીવનની સાદાઈ પૂરવાર કરવામા જ રાજ્યશક્તિનો પણ તેમણે કેવો ઉપયોગ કર્યો, ધનની લાલસાથી તેઓ કેવા મુક્ત રહ્યા, પોતે પવિત્ર માનેલા કાર્યની પાછળ જીવન સમર્પિત કરવા વિષે તેઓ સદા સર્વદા કેવા તત્પર હતા,—આ બધાનુ સવિસ્તર અને મનમા બરોબર ઠસી જાય એવુ વિવેચન એમા છે તેમના જીવન સાથે આજના ઈસ્લામના પ્રતિનિધિઓના જીવન કોઇ સરખાવે તો તેને જરૂર ગમગીનીના આસુ આવ્યા વગર ન રહે

'સહાબા' વાચ્યા પછી હુ પેગમ્બર સાહેબના ચરિત્ર પર આવ્યો મૌલાના શિબ્લીએ લખેલા આ બે મોટા પુસ્તકો બેશક સુદર રીતે લખાયેલા છે સહાબાઓના પુસ્તકોને વિષે મારી જે ફરિયાદ છે તે જ આ પુસ્તક વિષે પણ છે કે તેમા લખાણ ખૂબ છે પણ પશ્ચિમમા જેની નાલેશી કરવામા આવી છે, અને ગાળો દેવાઇ છે તે જ પુરુષના જીવનના પ્રસગોનો મુસલમાનોએ કેવી રીતે ઉપયોગ કર્યો એ બધુ જાણવામા મને આ લબાણ જરાય નડયુ નહિ બીજુ પુસ્તક પૂરૂ

થયા પછી એ મહાન જીંદગી વિષે વાચવાનુ બીજું કઇ બાકી ન રહેવાથી મને દિલગીરી થઈ એમા કેટલાક બનાવો અવશ્ય એવા છે જે હુ પોતે સમજી શક્યા નહિ, અગર તો જેને હુ સમજાવી શકુ એમ નથી પણ મે કઇ આ અભ્યાસ ગમ્મત - ટીકાને ખાતર કર્યો નહોતો મારે તો જે મહાન પુરુષ આજ લાખો મનુષ્યોના હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવી રહ્યો છે તેના જીવનની ઉત્કૃષ્ટતા જાણવી હતી, અને આ પુસ્તકોમાથી મને તે ભરપૂર પ્રમાણમા જોવા મળી મારી ખાત્રી થઇ કે માનવજીવનમા ઇસ્લામે જે જગ્યા મેળવી છે તે તલવારથી નથી મેળવી પણ એના ખરા કારણ ઇસ્લામની સખ્ત સાદાઇ, તેના પેગમ્બરનુ આત્મવિસ્મરણ, તેમની ટેક, મિત્રો અને અનુયાયીઓ પ્રત્યે તેમનો અનુપમ પ્રેમભાવ, તેમની નીડરતા, અને પોતાના કાર્યને વિષે તેમજ ખુદાને વિષે સંપૂર્ણ વિશ્વાસ,—એ બધા હતા તલવારથી નહિ પણ આ વસ્તુઓથી જ તેઓ સહુને પોતાની તરફ ખેચી શક્યા અને સઘળા સંકટો દૂર થઇ શક્યા પેગમ્બર શુ કે અવતાર શુ, કોઇની પણ પૂર્ણતામા હુ માનતો ન હોવાથી પેગમ્બરના જીવનના એકેએક બનાવ અને કિસ્સાના ખુલાસા માગનાર ટીકાકારને હુ સંતોષી નહિ શકુ મારે માટે તો એટલુ જ જાણવુ બસ છે - હમેશા ખુદાથી ડરતા રહીને જીવન ગાળનાર લાખો માણસોમા એ પણ એક હતા એનુ મોત ગરીબાઇમા થયુ પોતાના મૃતદેહ ઉપર એમણે કાઇ મોટા મિનારાની અભિલાષા ન કરી અને અંતકાળે પણ પોતાના લેણીયાતોને વિસાર્યા નહિ આજના ઈસ્લામીઓમા જે પરધર્મીઓને વટાળવવાની વૃત્તિ અને હલકીજાતની અસહિષ્ણુતા જોવામા આવે છે તેને સારુ

પેગમ્બરને જવાબદાર ગણવા માગનારાઓએ આજના હિન્દુઓના અધઃપતન અને અસહિષ્ણુતાને માટે પણ હિન્દુધર્મને જવાબદાર ગણવા તયાર થવું જોઇએ

પેગમ્બરના જીવનચરિત્ર પછી હું આપોઆપ જ હજરત ઉમરની જીન્દગી ઉપર લખાયલા બે પુસ્તકો ઉપર આવ્યો જે મેં ભ્રમમા પોતાના અનુયાયીઓને તેમના પડોશીઓના હમામનું અનુકરણ કરવાને માટે ઠપકો આપનાર, ભવિષ્યની પ્રજા રખે ખ્રિસ્તી દેવળને ઠેકાણે મસીદ ઉભી કરવાનો દાવો કરે એટલા ખાતર તેમાં નિમાજ માટે જવાની મનાઇ કરનાર અને પોતાને હાથ પરાભવ પામેલા ખ્રિસ્તીઓ આગળ બહુ જ ઉદાર કોલકરારની શરતો મૂકનાર ઉમરની છબી જ્યારે હું મારા મનમા દોરૂ છુ, અને ઇસ્લામના કોઇ બિનમુખત્યાર બન્દાના વચનની પણ મહાન ખલિફાના લેખી ફરમાન જેટલી જ કિંમત છે એ એમના ઉદ્‌ગારો જ્યારે યાદ કરૂ છુ, ત્યારે ભક્તિભાવથી મારૂ મસ્તક તેમને નમે છે વજ્ર જેવી નિશ્ચયી વૃત્તિવાળો એ નર હતો તદ્દન ત્રાહિત માણસને જે ન્યાય આપતો તે જ ન્યાય પોતાની દીકરીને પણ આપતો આજે આપણે ત્યા મૂર્તિઓ તોડવાનું મંદિરો ભાગવાનું તથા હિન્દુઓના ભજનકીર્તન તરફ અંધ અસહિષ્ણુતાનું જે જોર ચાલી રહ્યુ છે તે આ સૌથી મહાન ખલિફાના જીવનને સાવ અવળા અર્થમા સમજ્યાથી જ થઇ શકે એમ મને લાગે છે મને ભય છે કે આ પવિત્ર અને ન્યાયી નરના કામોને મુસલમાન પ્રજા સમક્ષ ખોટી રીતે મૂકવામા આવે છે મને લાગે છે જો હજરત ઉમર પોતે આજે પોતાની કબરમાથી ઉઠીને આપણી વચ્ચે આવે તો ઇસ્લામના કહેવાતા અનુયાયીઓના ઘણાયે કામ જે તેના અનુકરણ તરીકે કરવામા આવે છે તેને તે વખોડી કાઢે

આ ચિત્તવેધક અભ્યાસ પછી અલ કલામના ફિલસુફીને લગતા ગ્રથો તરફ વળ્યો આ પુસ્તકો સમજવા અઘરા પડે એવા છે તેની ભાષા ઘણી પારિભાષિક છે પણ ભાઇ અબ્દુલગનીને મારા અભ્યાસમા પુષ્કળ મદદ કરી મને સરળતા કરી આપી દુર્ભાગ્યે આ પુસ્તકામા હુ અરધે પહોચ્યો તેવામા મારી માદગી આવી અને એ અભ્યાસ અધૂરો રહ્યો

અગ્રેજી પુસ્તકોમા ગિબનકૃત રોમનો ઇતિહાસ પહેલો આવે છે વર્ષો પહેલા મારા ઘણા અગ્રેજ મિત્રોએ તે વાચવા મને ભલામણ કરી હતી આ વખતે જેલમા ગિબન વાચવાનો મે નિશ્ચય કર્યો હતો હુ આ તકથી રાજી થયો મારે મન તો ઇતિહાસમા પણ ધાર્મિક અર્થ રહેલો છે આખી દુનિયામા સામ્રાજ્ય સ્થાપનાર રોમ જેવા એક જ શહેરના શહેરીઓની કારકીર્દિમાના એક પછી એક બનાવોનુ ગ્રથકર્તા જેમ જેમ વિવરણ કરતો જાય છે તેમ તેમ તેમાથી આપણને આત્માનો ઇતિહાસ જડે છે કારણ ગિબન નજીવી ઘટનાઓનો વહીવચો માત્ર નથી એ તો અનેકવિધ ઘટનાસામગ્રીઓન મિ દ્ધહસ્ત બની વલોવે છે અને પોતાની અનુપમ શૈલીમા તે તમારી આગળ રજૂ કરે છે ખ્રિસ્તી તેમજ ઇસ્લામી સસ્કૃતિઓનુ વિસ્તારથી વિવેચન કરી આપણને આપણો અભિપ્રાય બાધવાની તક આપે છે તેનો પોતાના મત આપણુ ધ્યાન રોકે છે, પણ એક ઇતિહાસકાર તરીકે પોતાના ધધાની પવિત્રતાની તેને ભારે ચીવટ છે પોતાની પાસેથી તમામ વિગતો વાચનાર પામે નિખાલસપણે રજૂ કરીને વાચકને પોતાનો વિચાર બાધવાની તે તક આપે છે

મેકોલે વળી જુદી જ ઢબનો ઇતિહાસકાર છે ગિબન એક ભારે જોરાવર સામ્રાજ્યના પતન અને

ધ્વસના કારણો શોધે છે ત્યારે મોર્લે એક નાના પ્રજાસત્તાકની જહેમતોની ગાથા ગાતા ગાતા તેમાં જ પોતાના પ્રિય નાયકની જીવનકથા ગૂંથે છે ગિબનના પત્રો બતાવે એક અતુલ સામર્થ્યશાળી સામ્રાજ્યની કથા આગળ ગૌણ બને છે મોટલે હૉલન્ડ દેશની જાતીય ગાથાને જ એક વિભૂતિની કથાની આનુષંગિક બનાવી દે છે આખી ડચ તવારીખ વિલિયમ નબોળામાં સમાઈ જાય છે

આ બે ઇતિહાસગ્રંથોના લૉર્ડ રોઝબરીએ લખેલ પિટનું ચરિત્ર ઉમેરો, એટલે પછી તમે પણ મારી જ માફક કહેશો ઇતિહાસ અને કલ્પના વચ્ચેનો ભેદ ખરું જોતાં બહુ જ ઓછો છે અને ખરી હકીકતોને પણ ઓછામાં ઓછી બે બાજુઓ તો હોય છે જ, અથવા તો ન્યાયશાસ્ત્રીઓ કહે છે તેમ ખરી વિગતો પણ આખર તો અમુક મત જ રજૂ કરે છે પણ આપણી પ્રજાના વિકાસમાં મદદ તરીકે ઇતિહાસની કિંમત વિષેના મારા વિચારો પર વાચકનું ધ્યાન રોકી રાખવા હું નથી ઇચ્છતો હું પોતે તો એ કહેણીમાં માનનારો છું કે જે પ્રજાને ઇતિહાસ નથી તે સુખી છે મારી પ્રિય કલ્પના તો એવી છે કે આપણા હિન્દુ પૂર્વજોએ ઇતિહાસનો આજે જે અર્થ સમજવામાં આવે છે તે અર્થમાં ઇતિહાસ લખવા પ્રત્યે દુર્લક્ષ કરીને અને નાની નાની બાબતો ઉપર પોતાના તાત્ત્વિક વિવેચનો રચીને આ સવાલનો ફડચો કરી આપ્યો છે મહાભારત આવો જ ગ્રંથ છે, અને હું તો ગિબન અને મોર્લેને મહાભારતની ઉતરતી આવૃત્તિઓ જ ગણું મહાભારતનો અમર પણ અજ્ઞાત કર્તા પોતાની ગાથામાં અલૌકિક બનાવોને એવી રીતે વણી દે છે કે તેના અક્ષરને વળગવાની સામે તમને પૂરતી ચેતવણી મળી જાય

ગિબન અને મોહ્લે પોતે સત્ય હકીકતો અને કેવળ સત્ય જ હકીકતો આપી રહ્યા છે એ વાત તમને ઠસાવવા પાછળ નાહક તૂટી મરે છે લૉર્ડ રોઝબરી આમાથી તમને બચાવે છે અને કહે છે કે જે છેલ્લા શબ્દો પિટે ઉચ્ચારેલા કહેવાય છે તે વિષે ખુદ તેનો બબરચી જ જુદી વાત કરે છે સારાશ એટલો જ કે નામરૂપ ગૌણ વસ્તુ છે ઉત્પત્તિ અને લયની ઘટમાળ ચાલ્યા જ કરે છે જે શાશ્વત અને તેથી અગત્યનુ છે તેની આગળ બનાવોની નોધ લેનાર ઇતિહાસકારની વિસાત અતિ અલ્પ છે સત્ય ઇતિહાસથી પર છે

## ૧૧

## મારું વાચન

## (૩)

એક પ્રિય મિત્રે મોકલેલ એ નાના પણ અમૂલ્ય પુસ્તકનો ઉલ્લેખ ન થવો મારે ભૂલવું ન જોઈએ એ પુસ્તક જેમ્સ ઓલ્ડમેનકૃત 'સુપ્રસેન્સયુઅલ લાઇફ' (અતીન્દ્રિય જીવન) તેમાંથી કરેલા કેટલાક આકર્ષક ઉતારા વાચક આગળ મૂકવાને માટે હું તેને અત્યારે સભારું છુ આ રહ્યા તે ઉતારા

"તારી પોતાની શ્રવણેન્દ્રિયાદિ અને તારી વાન્છના એ જ તને પ્રભુના શ્રવણ અને દર્શનની આડે આવે છે"

"જો તુ પ્રાણીઓ ઉપર તારા આતરિક સ્વભાવના ઉંડાણમાથી નહિ પણ ફક્ત બહારથી જ રાજ્ય કરે તો તારુ શાસન અને તારી શક્તિ પાશવવૃત્તિના છે"

"તુ વસ્તુમાત્રના જેવો છે, અને તારા જેવી ન હોય એવી એકપણ વસ્તુ નથી"

"જો તારે વસ્તુમાત્રના જેવા થવુ હોય તો તારે તમામ વસ્તુનો ત્યાગ કરવો જોઈએ"

"તારા હાથ અને તારી બુદ્ધિ ભલે કામમા મચ્યા રહે પણ તારુ હૃદય તો ઈશ્વરમા તલ્લીન હોવુ જોઈએ"

"સ્વર્ગ એટલે આપણી ઇચ્છાશક્તિને પ્રભુ પ્રીત્યર્થ વાળવી તે"

"નરક એટલે પરમાત્માના કોપ વહોરવો તે"

મારી અસ્તવ્યસ્ત નોંધપોથી ઉથલાવતા બીજા પુસ્તકોના વાચન દરમ્યાન સઘરેલા કેટલાક ઉતારા અહીં ટાકુ છુ

તેમાંથી નીચે આપેલ ફકરો સત્યાગ્રહીઓને કામનો છે:

'પોતાને જે અવશ્ય સત્ય લાગે તેનાથી પાછા હઠવાને બદલે જેઓ હેલા, ઉપહાસ અને અપમાન પસંદ ન કરે તેનું નામ ગુલામ. ને જે બે ત્રણ જણના સાથમાં પણ જેઓ સત્યનો પક્ષ કરવાની જે હિંમત ન કરે તે જ ગુલામ.' લૉવેલ ('ટૉમ બ્રાઉન્સ સ્કૂલ ડેઝ'માંથી)

એ જ વિષયને લગતો અને બીજો ઉતારો ક્લૉડ ફિલ્ડના 'મિરેકલ્સ ઍન્ડ સેન્ટ્સ ઑફ ઇસ્લામ'માંથી ઉતારું છું:

"સૂફીશાહ મુંનાશાહને શાહજહાંના ખૂનથી ભાગવાનું કોઈએ કહ્યું તેનો તેણે જવાબ આપ્યો: 'હું કંઈ ઢોંગી નથી કે ભાગીને જીવ બચાવું. હું સત્યવાદી છું. જીવન અને મરણ મારે મન સમાન છે. બીજા જનમાં ભલે મારા લોહીથી શેરી રંગાય, હું તો સદા અમર છું. મોત મારાથી ભાગતું ફરે છે, કારણ મેં જ્ઞાનથી મોતને જીત્યું છે. જ્યાં ભિન્ન ભિન્ન રંગ મટીને એક રંગ થયેલ છે ત્યાં હું વસું છું.' મન્સુરી હલ્લાજે કહ્યું: 'બાપના હાથને માપવા સહેલા છે પણ ઈશ્વર અને માણસ વચ્ચેની જે ગાંઠ છે તે તોડવી મહા મુશ્કેલ છે.'"

આ એક બીજો ઉતારો લૉવેલમાંથી ઉતારું છું. તે મલબારના દુઃખી લોકોને દાન કરનારને ઉત્તમ ભાવ સાથે પોતાની પાસે જે સારામાં સારું હશે તે આપવાને પ્રેરશે:

"ક્રાઇસ્ટના પવિત્ર ભોજનની ક્રિયા કરી એટલે જે તંગીમાં હોય તેને માત્ર કંઈ આપવું એમ નહિ, પણ આપણી પાસે જે હોય તેમાંથી તેમને ભાગ પાડી આપવો. દાતાના ભાવ વિના દાન વ્યર્થ છે. દાન સાથે જે પોતાનું તન મન પણ આપે છે તે ત્રણ જણને

પોષે છે પોતાને, ભૂખ્યા પડોશીને અને મને ”

આહ્રમ્રધર્મા માનનારાઓ માટે આ ફકરો બોધપ્રદ છે

“ કાઇનુ ભૂડુ ઇચ્છવુ, ભૂડુ કરવુ, ભૂડુ બોલવુ કે ભૂડુ વિચારવુ એ સર્વેનો એક સરખો નિરપવાદ નિષેધ છે ” —ટર્ટુલિયન

(જે ક્રિયર્મીકૃત ‘અપરસેટલ્સ એન્ડ ધી યુનિવર્સ’માથી)

પુસ્તકોનો છેલ્લો વિભાગ હુ કહેવા ઈચ્છુ છુ તે કનિંગહામકૃત, મેકૉલિફકૃત અને ગોકુળચદ નારગ કૃત શીખોના ઇતિહાસ છે આ બધા પુસ્તકો જુદીજુદી દૃષ્ટિએ સારા જ છે શીખોના ગુરુઓના જીવન અને તેમનો પૂર્વ ઇતિહાસ સમજ્યા વગર શીખોની હાલની ચડતનુ રહસ્ય સમજવુ અશક્ય છે કનિંગહામનુ પુસ્તક શીખ ચડાઇઓના મૂળ કારણોની સાનુકૂળ વર્ણનથી લખએલી તવારીખ છે મેકૉલિફના ઇતિહાસમા ગુરુઓના જીવનચરિત્રો છે તેમા તેમની કૃતિઓ વિસ્તૃત ઉતારાઓથી ભરેલ છે આ પુસ્તક બહુ સુદર રીતે છપાવેલુ છે પણ અગ્રેજી રાજ્યના હદ બહારના વખાણ તથા શીખધર્મને આગ્રહપૂર્વક હિન્દુધર્મથી તદ્દન અલગ તરીકે તેમા ઓળખાવેલો હોવાથી આ પુસ્તકની કિમત ઘટી જાય છે ગોકુળચદ નારગનુ પુસ્તક ઉપરના બને પુસ્તકમા ન આવેલી વિગતોથી ભરેલુ છે

જેલમાના મારા અભ્યાસની આ સમાલોચના પૂરી કરતા પહેલા હુ વિદ્યાર્થીવાચકને નિયમિત કાર્ય કરવાની ઉપયોગિતા વિષે તથા શુષ્ક વસ્તુઓમા રસિક બનાવેલી રીત વિષે બે શબ્દો કહી દઉં મારા પોતાના અભ્યાસ અને ચાલુ ઉપયોગને માટે મારે ગીતાની એક શબ્દાનુક્રમણિકા તયાર કરવી હતી શબ્દો અને તેના

સબધો નોધવા અને તેના બબ્બે વખત અનુક્રમ ગોઠવવા એ કામ બહુ રસિક નથી મારા કારાવાસ દરમ્યાન મારે આ કામ કરવુ એવી મારી ધારણા હતી છતા આ કામ પાછળ બહુ વખત દેવો મને ગમે એમ નહોતુ મારૂ સમય-પત્રક ભરચક હતુ આથી રોજ ફક્ત ૨૦ મિનિટ આ કામ પાછળ આપવાનો મે નિશ્ચય કર્યો આટલો થોડો વખત કરવાનુ હોવાથી આ કામ મને વૈતરૂ થઇ પડતુ અટક્યુ ઉલટુ, રોજ એનો વખત ક્યારે થાય એની હુ રાહ જોતો જ્યારે તેની બીજી વારની અનુક્રમણિકા કરવાનો વખત આવ્યો ત્યારે તો હું તેમા તલ્લીન થઇ જવા લાગ્યો જીજ્ઞાસુએ આ વાતનો જાતિઅનુભવ લઇ જોવો જે શબ્દોનો અનુક્રમ મારે ગોઠવવો હતો તેનો પહેલા અક્ષરોનો અક્ષરાનુક્રમ પહેલા મે તૈયાર કર્યો પણ દરેક અક્ષરોના શબ્દોને અદર અદર અક્ષરાનુક્રમમા કઇ રીતે ગોઠવવા એ પ્રશ્ન મારે મૂઝવણનો થઇ પડયો મે કદિ શબ્દકોષ તૈયાર કર્યો નહોતો આથી મારે કામ કરવાની રીત સ્વતત્રપણે શોધી કાઢવી પડી અને જ્યારે મે તે શોધ કરી ત્યારે મારા આનદનો પાર રહ્યો નહિ એ રીત એવી તો સુદર હતી કે એ મારે આકર્ષક થઇ પડી એ રીત સુગડ, ત્વરિત અને ભૂલ થવા જ ન પામે એવી હતી આ આખુ કામ પૂરૂ કરતા મને અઢાર મહિના લાગ્યા આજે હવે આ શબ્દાનુક્રમમા જોઇને ગીતાજીમાનો કોઇપણ શબ્દ કયા અને કેટલીવાર વપરાયો છે તે હુ તત્કાળ જાણી શકુ છુ એમા બીજો પણ અર્થ રહેલો છે જો હુ કોઇ વખત ગીતા ઉપરના મારા વિચારો લખવા સમર્થ થઇશ તો હુ આ શબ્દાનુક્રમ તેમજ વિચારો પ્રજા સમક્ષ મૂકવા ધારૂ છુ

મારા જેલનિવાસ દરમિયાન મારે સરકાર સાથે જે અગત્યનો પત્રવ્યવહાર થયેલો તે મારા જેલના અનુભવના એક ભાગ તરીકે પ્રસિદ્ધ કરવાનો મારો ઇરાદો હતો ને તબીયત અને સમયની અનુકૂળતા મળે તો એ અનુભવો લખી કાઢવાની મારી ધારણા છે પણ હજુ થોડા વખત સૂધી એ બની શકે એમ નથી દરમિયાન મિત્રોએ મને કહ્યુ કે મારે એ પત્રવ્યવહાર વિના વિલબે પ્રગટ કરવો જોઇએ એમની દલીલ મને વ્યાજબી લાગે છે અને તેથી 'યગ ઇન્ડિયા'ના વાચકોને એ પત્રવ્યવહારનો એક ભાગ આપુ છુ હકીમજીને લખેલા પત્રમા જે ટીકા કરી છે તેનો મુખ્ય ભાગ તો પાછળના અનુભવ પરથી પણ કાયમ રહે છે પણ જેલના અધિકારીઓને ન્યાય આપવા ખાતર મારે એ પણ કહેવુ જ જોઇએ કે મારા શારીરિક સુખની બાબતમા મને ધીમે ધીમે વધારે ને વધારે સગવડો આપવામા આવી હતી

હકીમજી પરના પહેલા પ્રકરણમા જે ચૂનાના લીટાની વાત કરી છે તે કાઢી નાખવામા આવ્યો હતો અને અમે બન્ને આખા ચોગાનમા છૂટથી હરીફરી શકતા હતા ભાઇ બેન્કર છૂટ્યા પછી મારી માગણી વિના જ તે વખતના સુપરિન્ટેન્ડેન્ટ મિ જોન્સે ભાઇ મનઝરઅલી સોખતાને મારી પાસે મોકલવાને સરકારની પરવાનગી મેળવી આ કાર્ય મને બહુ રૂડુ લાગ્યુ, કારણ ભાઇ મનઝરઅલી સોખતા એક કીમતી સાથી હતા એટલુ જ નહિ પણ મારે માટે તો તે એક આદર્શ ઉર્દુ શિક્ષક પણ હતા થોડા જ વખતમા ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક આવીને અમારા આનંદમા વૃદ્ધિ કરી તે પછી મેજર જોન્સે અમને ત્રણેને યુરોપિયન વાર્ડમા મોકલ્યા ત્યા અમને વધારે સારી સગવડો મળી અમારી ઓરડીઓ આગળ એક નાનકડો બગીચો પણ હતો ભાઇ મનઝરઅલીના છૂટ્યા પછી મેજર જોન્સની પછીના સુપરિન્ટેન્ડેન્ટ કર્નલ મરએ ભાઈ અબ્દુલ ગનીને મારા સાથી તરીકે મૂકવાની પરવાનગી મળી ભાઇ ગનીએ ઇન્દુલાલ યાજ્ઞિકને અને મને આનંદ આપવા ઉપરાંત ભાઇ મનઝરઅલી સોખતાની ઉર્દુ શિક્ષક તરીકેની જગા લીધી અને મારા ઉર્દુ અક્ષર સુધારવાને ખૂબ પરિશ્રમ કર્યો તે એટલે સુધી કે જો વદિ મારી માંદગી આડે ન આવી હોત તો હુ ઉર્દુનો એક ઠીક ઠીક આલીમ બની જાત

મારા શારીરિક સુખની બાબતમા તો સરકાર અને જેલના અધિકારીઓ બન્નેએ મને સુખી કરવાને તેમની પાસેથી આશા રાખી શકાય તેટલુ બધુ કર્યુ હતુ અને હુ અવારનવાર માંદગી ભોગવતો તેમા સરકારને તેમજ જેલના અધિકારીઓને કોઇપણ રીતે દોષ દઇ

શકાય એમ નથી એવી મારી દૃઢ માન્યતા છે મને મારો પોતાનો ખોરાક પસંદ કરવાની છૂટ હતી અને મેજર જોન્સ તથા કર્નલ મરે અને આ બાબતમાં તો મેજર જોન્સની પહેલાંના કર્નલ ડાલ્ઝિલ પણ ખોરાક વિષેના મારા બધા વિચારોને બરાબર માન આપતા હતા યુરોપીઅન જેલરો પણ અતિશય ધ્યાન આપતા અને સંપૂર્ણ વિવેકથી વર્તતા તેમ અસાધારણ રીતે મારી આડે આવ્યા નહીં ત્યારે એવો એક પણ પ્રસંગ મને યાદ આવતો નથી અને જેલના સામાન્ય નિયમ પ્રમાણે મારી જડતી લેવામાં આવતી (અને હું રાજીખુશીથી એ જડતી લેવા દેતો) ત્યારે પણ તેઓ માત્ર સભ્યતાપૂર્વક જ નહિ પણ જાણે ક્ષમા યાચતા હોય એવી રીતે જડતી લેતા મારા તરફથી મેજર જોન્સ અને કર્નલ મરે બંનેને માટે મન બહુમાન છે તેમણે મને હું કેદી છું એમ કદી લાગવા દીધું નથી.

જેલના અમલદાર વર્ગના સાધારણપણે વિષે મેં જે કહ્યું છે તે બાદ કરતાં સરકારની રાજદ્વારી કેદીઓ પ્રત્યેની હૃદયશૂન્ય નીતિ વિષે જે મત મેં હકીમજી પરના કાગળમાં દર્શાવ્યો છે તેમાં મારાથી ફેરફાર થઈ શકે એમ નથી એ કાગળમાં મેં જે કહ્યું છે તે બધું તે પછીના અનુભવે પુરવાર કરી આપ્યું હતું આ કથનની સાબિતી મારા જેલના અનુભવો જો કદિ હું પૂરા લખી શકીશ તો વાચકને તેમાંથી મળી રહેશે અહીં તો માત્ર મારા શારીરિક સુખની બાબતમાં જેલના અમલદારો પર કે સરકાર પર પણ કોઈપણ જાતની ટીકા કરવાનો મારો આશય છે એવો અર્થ આ પત્રવ્યવહારમાંથી નીકળવાનો લેશ પણ સંભવ હોય તો હું તે ટાળવા માગું છું.

જે કેદી ચાકીદારોને હવાલે અમને સોપવામા આવ્યા હતા તેમના પ્રત્યેની ઉંડી આભારની લાગણી પ્રદર્શિત કર્યા વિના મારે આ નોધ પૂરી કરવી ઘટતી નથી અમારા રખવાળ તરીકે વર્તવાને બદલે તેઓ મને તેમજ મારા સાથીઓને દરેક પ્રકારની મદદ આપતા ઓટડીઓ સાફ કરવાનુ ક એવુ કોઇપણ શારીરિક મહેનતનુ કામ તેઓ અમને કરવા ન દેતા મારા અનુભવોમા મારે એમને વિષે વધારે કહેવુ પડશે, છતા ગગાપ્પાનુ નામ દીધા વિના તો મારાથી રહેવાય એમ છે જ નહિ મારે માટે તો એ ઉત્તમમા ઉત્તમ નર્સ થઇ પડયો હતો એકેએક વસ્તુ વિષે એની કાળજી, મારી એકએક જરૂરિયાત હમેશા આગળથી કળી જવાની એની શક્તિ, રાતે કોઇ પણ વખતે મારી સેવા કરવાની એની તત્પરતા, અના પ્રેમાળ સ્વભાવ, એનુ શુદ્ધ પ્રામાણિકપણુ અને જેલના નિયમોનુ પાલન—ઇ૦ ગુણોથી એ મારી પ્રશસાને પાત્ર થયો હતો જે માણસમા આવુ ઉચ્ચ ચારિત્ર દર્શાવવાની શક્તિ છે તેને સમાજ શિક્ષા કરી શકે છે અને સરકાર એવા માણસને કેદમા રાખી શકે છે એનો જ મને અચબો થાય છે ગગાપ્પા નિરક્ષર છે તે રાજદ્વારી કેદી નથી એને ખૂન કે એવા કોઇક ગુનહાને માટે સજા થયેલી છે પણ આ વિષયને મારે વધારે લબાવવો ઘટતો નથી એનો વિચાર મારે ભવિષ્ય પર મુલતવી રાખવો જોઇએ મે ગગાપ્પાનુ નામ દીધુ છે તે કેવળ એના જેવા મારા કેદી સાથીઓ પ્રત્યેનો મારો ભાવ બતાવવાને ખાતર જ

પૂના, ૨૬ ફેબ્રુઆરી, ૧૯૨૪

**મોહનદાસ કરમચદ ગાધી**

## નં. ૧ હકીમજીને પત્ર

યરોડા જેલ,
૧૪ મી એપ્રિલ ૧૯૨૨

વ્હાલા હકીમજી,

કેદીઓને દર મહિને એક મુલાકાતની અને એક પત્ર લખવાની તથા મેળવવાની રજા હોય છે મુનાકાત દેવદાસ અને રાજગોપાળાચાર્ય કરી ગયા, એટલે હવે જે પત્ર લખવાની રજા છે તે લખુ છુ

તમને યાદ હશે કે ભાઇ બેંકરને અને મને શનિવાર તા ૧૮મી માર્ચે ગુન્હેગાર ઠરાવવામા આવ્યા હતા સોમવારે રાત્રે લગભગ ૧૦ વાગે અમને ખબર આપવામા આવી કે અમને કોઇ અજાણ્યે ધામે લઇ જવામા આવવાના છે ૧૧॥ વાગે પોલિસ સુપરિન્ટેન્ડન્ટ સાબરમતી સ્ટેશને અમારે માટે જે સ્પેશ્યલ ઉભી હતી ત્યા અમને લઇ ગયો અમને મુસાફરી માટે ફળનો એક કરંડીઓ આપવામા આવ્યો હતો, અને આખી મુસાફરી દરમિયાન અમારી સારી ખાતર થઇ હતી સાબરમતી જેલના દાક્તરે મને મારી તબીઅતના અને ધર્મના કારણે જે

ખોરાક લેવાની ટેવ છે તે લેવાની, અને ભાઇ બકરને તબીઅતના કારણે રોટી, દૂધ અને ફળ લેવાની રજા આપી હતી એટલે ભાઇ બેંકરને માટે ગાયનુ દૂધ અને મારે માટે બકરીનુ, જે ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ અમારો વળાવો બન્યો હતો તેણે રસ્તે મગાવ્યુ હતુ

ખડકી આગળ અમને ઉતારવામા આવ્યા ત્યા એક કેદીગાડી જે જેલમાથી હુ આ તમને લખી રહ્યો છુ ત્યા અમને લાવવા માટે ઉભી હતી

અહી અગાઉ મહેમાન થઈ ગયેલા કેદીઓ પાસેથી મે આ જેલના વર્ણન સાભળેલા હતા, એટલે મને જે મુશ્કેલીઓ નડે તેને પહોચી વળવાની મારી તૈયારી હતી જ મે ભાઈ બેકરને કહી રાખ્યુ હતુ કે જો મને રેટિયાની મનાઈ થશે તો મારે ઉપવાસ કરવો પડશે, કારણ મે બેસતે વર્ષે વ્રત લીધુ હતુ કે માદો ન હોઉ અથવા મુસાફરીમા ન હોઉ તો મારે દરરોજ ઓછામા ઓછા અર્ધો કલાક કાતવુ એટલે, મે તેમને કહેલુ કે જો મારે ઉપવાસ કરવો પડે તો તમારે ગભરાઇ ન જવુ, તેમ જ કાઇ પણ કારણે મારી દયા ખાઇને ઉપવાસ ન કરવા માડવા મારૂ કહેલુ એ સમજેલા

એટલે પાા વાગે જેલ પહોચતા જ જ્યારે અમને સુપરિન્ટેન્ડન્ટે કહ્યું કે 'તમને તમારો રેટિયો અને ફળ રાખવા દેવામા નહિ આવે ' ત્યારે અમને આશ્ચર્ય ન થયુ મે તેને જણાવ્યુ કે કાતવાનુ મારૂ વ્રત છે, અને સાચુ જુઓ તો સાબરમતી જેલમા તો અમને બ નેને કાતના દેતો હતા ઉત્તરમા અમને કહેવામા આવ્યુ, ' યરોડા ાબરમતી નથી '

મે સુપરિન્ટેન્ડન્ટને એ પણ જણાવ્યુ કે અમને બ નેને સાબરમતી જેલમા તબીઅતના કારણે બહાર

સૂવા દેતા હતા પણ આ જેલમા એ આશા રખાય ?

આમ પહેલો અનુભવ તો કાઇક અણગમતો થયો પણ તેથી મારી શાતિનો જરાયે ભગ ન થયો સોમવારના ઉપવાસ પછી મગળવારે પણ જે અર્ધ ઉપવાસ થયો તેથી મને કશુ જ નુકસાન ન થયુ ભાઇ બેકરથી તો તે નહોતુ ખમાયુ એ હુ જાણુ છુ રાત્રે એમને ઓથાર ચાપે છે, અને પાસે કોઇ સૂનારની એમને જરૂર રહે છે વળી એમનો તો કદાચ જીદગીમા આ પહેલો જ કડવો અનુભવ હશે, જ્યારે હુ તો રીઢો થયેલો જેલી રહ્યો

બીજે દિવસે સવારે સુપરિન્ટેન્ડન્ટ અમને પૂછવા આવ્યો મે જોયુ કે મારી પહેલી છાપમા મે સુપરિન્ટેન્ડન્ટને અન્યાય કર્યો હતો આગલે દિવસે સાજે તે ઉતાવળમા હતો એમા શકા નથી જેલના નિયમિત વખત પછી અમને અદર લેવામા આવ્યા હતા, અને તેને તો ખરેખર વિચિત્ર લાગતી, (રેટિયાની માગણી જેવી) માગણીને માટે તે બિલકુલ તૈયાર નહોતો પણ તેને જણાયુ કે મે રેટિયો માગેલો તે કેવળ અવળચડાઇથી નહિ પણ સાચીખોટી પણ એક ખરેખરી ધાર્મિક જરૂરીઆતને માટે તેને એમ પણ સમજાયુ કે એમા લાઘણનો સવાલ પણ નહોતો એટલે તેણે હુકમ આપ્યો કે અમને બનેને રેટિયા આપી દેવામા આવે તેને એ પણ સમજાયુ કે અમે કહેલા ખોરાકની પણ અમને જરૂર છે અને મારા જાણવા પ્રમાણે આ જેલમા જીવધારીને જે આપવુ જોઇયે તે બરોબર આપવામા આવે છે સુપરિન્ટેન્ડન્ટ અને જેલર બને ભાલા લાગે છે, અને બનેની રીતભાત મઝેની છે પહેલા દિવસનો અનુભવ તો જાણે સમજ્યા સુપરિન્ટેન્ડન્ટ અને જેલર

સાથેનો મારો સબંધ એક કેદી અને તેના રખવાળ વચ્ચે જેવો મીઠો હોઇ શકે તેટલે મીઠો તો છે જ

પણ એટલું તો મને સ્પષ્ટ ભાસે છે કે જેલના વહીવટમાં મનુષ્યત્વનો તદ્દન નહિ તો મોટે ભાગે અભાવ છે સુપરિન્ટેન્ડન્ટ મને ખબર આપે છે કે બધા કેદીના તરફ મારા જેવો જ વર્તાવ થાય છે જો એ વાત સાચી હોય તો તો મારે કહેવું જોઇએ કે જવાબદારી તરીકે તો કેદીઓની ભાગ્યે જ વધારે માવજત રાખી શકાય પણ જેલના નિયમોમાં માણસાઇને અવકાશ જ નથી

બીજે દિવસે સવારે કલેક્ટર, એક પાદરી અને થોડા બીજાઓની બનેલી જેલ કમિટી આવીને શું કરી ગઇ તે જુઓ અમને દાખલ કરવામાં આવ્યા તેને બીજે જ દિવસે આ કમિટી મળી એ તો કેવળ આકસ્મિક રીતે જ કમિટીના સભ્યો અમને અમારી જરૂરીઆત વિષે પૂછવાને આવ્યા મેં તેમને જણાવ્યું કે ભાઇ બેંકર વનોપાતીઆ સ્વભાવના રહ્યા તેમને મારી સાથે રહેવા દો અને તેમની કોટડી ખુલ્લી રાખો મારી વિનતિને જે નિર્દય અને નિષ્ઠુર બેદરકારીથી કાઢી નાખવામાં આવી તે વર્ણવી જાય એમ નથી અમારી આગળથી પાછા ફરતાં તેમનામાંના એકે ટીકા કરી, 'નોન્સેન્સિકલ' (કેવી બાઘાઇ)! તેમને નહોતી ખબર ભાઇ બેંકરની આગલી જીંદગીની કે નહોતી તેમના સામાજિક દરજ્જાની કે તેમના સુકુમાર ઉછેરની આ બધું શોધી કાઢવાની, અને મારા ધારવા પ્રમાણે જે સ્વાભાવિક લાગતી હતી તેવી વિનતિનું કારણ શોધવાની તેમને દરકાર પડી નહોતી બાકી ભાઇ બેંકરને માટે તો ખોરાકના કરતાં રાત્રે શાંત અખંડ નિદ્રા એ જ વધારે મહત્ત્વની હતી આ મુલાકાતને કલાક નહિ થયા હોય

એટલામા એક વૉર્ડર આવ્યો અને ભાઇ બેકરને બીજે ઠેકાણે લઈ જવાનો હુકમ સભળાવ્યો

કોઇ માની પાસે તેનુ એકનુ એક બાળક ઝૂટવી લેવામા આવે અને તેની જે દશા થાય તેની મારી દશા થઇ ભાઇ બેકર અને મને સાથે પકડવામા આવ્યા અને અમારા ઉપર સાથે કામ ચાલ્યુ એ તો એક અણધાર્યુ સુભાગ્ય હતુ સાબરમતી જેલમા મે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને લખ્યુ હતુ કે જો અધિકારીઓ મને અને બેકરને છૂટા ન પાડે તો તે એક મહેરબાની થશે, તેમજ મે જણાવ્યુ હતુ કે જો ભાઇ બેકરને મારી સાથે રાખવામા આવે તો અમ બને એકમીજાને ઉપયોગી થઇશુ હુ તેમની સાથે ગીતા વાચતો, અને તેઓ મારી માવજત કરતા ભાઇ બેકરના માતુશ્રી થોડા જ મહિના ઉપર ગુજરી ગયા હતા જ્યારે તેમના મરણ પહેલા થોડા દહાડા આગમજ હુ તેમને મળેલો ત્યારે તેમણે મને કહેલુ કે 'હુ તમને મારો દીકરો સોપીને નિશ્ચિત થાઉ છુ ' એ સાધ્વીને કયા ખબર હતી કે એના દીકરાની ભીડને વખતે તેની રખાપત કરવામા હુ સાવ અપગ થઇ પડીશ? ભાઈ બેકર મારાથી છૂટા પડયા એટલે મે તેમને ઇશ્વરને સોપ્યા અને તેમને ખાત્રી આપી કે 'ઇશ્વર તમારૂ રક્ષણ કરશે '

પણ હવે તેઓ મારી પાસે આવી શકે છે તેમને પીંજતા આવડે છે અને તે શીખવવા અર્ધોએક કલાક મારી પાસે આવવાની તેમને રજા છે અમારા આ પીંજણ કામ ઉપર દેખરેખ રાખવાને એક વૉર્ડર તો છે જ, એટલુ જોવાને કે જે કારણસર ભાઇ બેકર અહી આવે છે તે વિષય ઉપરાત બીજી કાઇ વાતો તો અમે નથી કરતા ?

ઇન્સ્પેક્ટર જનરલ અને સુપરિટેન્ડન્ટને હુ સમજાવી તો રહ્યો છુ કે જે ઘડી બે ઘડી ભાઇ બે-રને મારી પાસે આવવાની રજા આપવામા આવી છે તેટલો વખત મને તેમની સાથે ગીતા વાચવા દે આ વિનતિ ઉપર વિચાર ચાલી રહ્યો છે

અધિકારીઓને ન્યાયની ખાતર મારે કહી દેવુ જોઇએ કે ભાઇ બેકરના શરીરની હાજતો સારી રીતે જળવાય છે, અને તે દેખાય છે પણ ઠીક ઠીક તેમની વિહ્વળતા પણ ઓછી થતી જાય છે

મારી પાસે સાત ચોપડીઓ છે—પાચ શુદ્ધ ધાર્મિક, એક મારો બહુ માનીતો જૂનો શબ્દકોશ અને એક મૌલાના અબુલ કલામ આઝાદે આપેલી ઉર્દૂ શિક્ષિકા આ સાત ચોપડીઓ મારી પાસે રાખવામા મારે મારી બધી કળાનો ઉપયોગ કરવો પડયો છે સુપરિ ન્ટેન્ડન્ટને બિચારાને સખ્ત હુકમો મળેલા કે કેદીઓને જેલના પુસ્તકાલયમાની ચોપડીઓ સિવાયની બીજી એક ચોપડી ન આપવી એટલે તેણે મને કહ્યુ કે તમારી સાત ચોપડીઓ જેલના પુસ્તકાલયને આપી દો અને પછી તેમાથી કઢાવીને વાપરો બીજી ચોપડીઓ તો તેમ આપવાને હુ તૈયાર હતો, પણ આ ચોપડીઓ વિષે તો સુપરિન્ટેન્ડન્ટને મે હળવે રહીને સમજાવ્યુ કે 'ભાઇ, મારા રોજના ઉપયોગના ધાર્મિક પુસ્તકો અને જેને વિષે કાઇક ઇતિહાસ રહ્યો હોય એવા મને ભેટ મળેલા પુસ્તકો આપી દેવા એ તો મારો જમણો હાથ કાપી આપવા બરોબર છે' આ પછી સુપરિન્ટેન્ડન્ટને પોતાને વળી કેટલી કળા વાપરવી પડી હશે તે હરિ જાણે, પણ તેના ઉપરી પાસેથી તે પેલી ચોપડીઓ મારી પાસે રાખવાની મારે માટે પરવાનગી મેળવી શકયો

હવે મને કહેવામા આવ્યુ છે કે મારે જો સામયિક પત્રો (ચોપાનિયા) વાચવા હોય તો મારે ખર્ચે હુ મગાવી શકુ છુ મે કહ્યુ કે વર્તમાનપત્ર પણ એક સામયિક પત્ર છે તેને પણ તેમ લાગ્યુ, પણ વર્તમાનપત્રની રજા આપી શકાય કે કેમ તે વિષે તેને શકા હતી અઠવાડિક 'ક્રોનિકલ'નુ તો હુ નામ દઉ જ શેનો ? પણ મે અઠવાડિક 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નુ તો નામ લીધુ પણ તે પત્ર સુપરિન્ટેન્ડન્ટને અતિ રાજદ્વારી લાગ્યુ 'પોલીસ ન્યુઝ,' 'ટિટ બિટ્સ,' અથવા 'બ્લૅકવુડ્ઝ' એના કોઈ પત્રો જોઇતા હોય તો ભલે, બીજાનુ નામ ન લેવુ પણ આ વાત જ સુપરિન્ટેન્ડન્ટના પ્રદેશ બહારની છે 'સામયિક પત્ર' કોને ગણવુ એ વિષે કહેવાય આખરનો નિકાલ નામદાર ગવર્નર ઇન કાઉન્સિલ આપશે

પછી પ્રશ્ન ઉભો થયા ચપ્પુ વાપરવા દેવાના રોટી તો 'ટોસ્ટ' કરીને જ મારાથી પચાવી શકાય, અને તેમ કરવા માટે તે કાપવી તો જોઇએ લીંબુ નીચોવવા માટે પણ તે કાપવુ જોઇએ પણ ચપ્પુ એ તો 'પ્રાણઘાતક શસ્ત્ર' કહેવાય— એવુ ભયકર શસ્ત્ર કેદીના હાથમા કેમ ધીરી શકાય? ત્યારે મે સુપરિન્ટેન્ડન્ટને કહ્યુ કે ના તો મારી રોટી અને લીંબુ બધ કરો નહિ તો મને ચપ્પુ વાપરવા દો આખરે મારો પોતાનો પેન્સિલ વડવાનો ચપ્પુ મને હવે વાપરવા દેવામા આવે છે—જો કે એ પણ રહે તો મારા 'કેદી વૉર્ડર'ના કબજામા જ મારે જ્યારે જોઇએ ત્યારે તેની પાસે તે માગી લેવાનો દર સાજે તે જેલર પાસે જાય અને દર સવારે 'કેદી વૉર્ડર' પાસે પાછો આવે !

આ 'કેદી વૉર્ડર'ની જાત તમે ન જાણતા હશો 'કેદી વૉર્ડર'નો ઇલ્કાબ એવા લાબી મુદતના કેદીને મળે

છે કે જેમને સારી ચાલચલગતને લીધે વૉર્ડરનો પોશાક આપવામા આવે અને દેખરેખ નીચે તેને નાનુ નાનુ કામ સોપવામા આવે એક ખૂનને માટે ગુન્હેગાર ઠરેલો 'કદી વૉર્ડર' દહાડાની મ રી રખવાળી કરે છે, અને રાત્રે એક બીજી મૂર્તિ આવે છે જેને જોઇને મને શૌકતઅલીની આકૃતિ યાદ આવે છે મારી કોટડી ખુલ્લી રાખવાનો ઇન્સ્પેકટર જનરલે જ્યારે નિશ્ચય કર્યો ત્યારથી આ ભાઇને ઉમેરવામા આવ્યો છે આ બને મને કશી અડચણ કરતા નથી દિવસના વૉર્ડરની સાથે મારે કાઇક જોઇતુ હોય ત્યાર બોલવુ પડે તે ઉપરાત મારે તેમની સાથે કશો જ સબધ નથી

હુ ત્રિકોણાકાર ખડમા છુ એ ત્રિકોણની સૌથી લાબી બાજુ પશ્ચિમે છે અને તે બાજુએ અગીઆર કોટડીઓ છે આ ચોગાનમા મારો એક સાથી, મારા વારવા પ્રમાણે, એક અરબ રાજકદી છે એને હિન્દુસ્તાની આવડતુ નથી અને દુર્ભાગ્યે મને અરબી નથી આવડતુ, એટલે અમારો સબધ કેવળ સવાર એકબીજાને સલામ કરવા પૂરતો જ છે આ ત્રિકોણના પાયો એ એક મજબૂત દીવાલ છે અન ત્રિકોણની સૌથી નાની બાજુ એક કાટાળા તારની વાડની બનેલી છે આ વાડને એક દરવાજો છે, અને તેમાથી એક વિશાળ મેદાનમા જવાય છે આ ત્રિકોણને આડે એક ચૂનાનો ધોળો લીટો કરી લીધો છે જે લીટો ઓળગીને જવાની મને બધી હતી એટલે મન કસરતને માટે ૭૦ ફુટ જેટલી જગ્યા મળતી હતી માણુમાઈના અભાવના એક નમૂના તરીકે મે આ બધીની િમે ખભાતા, કેન્ટોનમેન્ટ મૅજીસ્ટ્રેટને વાત કરી એઓ જેલની મુલાકાત લેનારા મૅજીસ્ટ્રેટોમાના એક છે તેમને એ બધી ન ગમી અને તેવો રિપોર્ટ કર્યો એટલે

હવે આખો ત્રિકોણ મારે માટે કસરત સારૂ ખુલ્લો છે, અને મને કદાચ ૧૪૦ ફુટ જગ્યા મળી રહેતી હશે હુ પેલા દરવાજામાથી દેખાતી ખુલ્લી જગ્યાની વાત કરી ગયો મારી આખ હવે તેના ઉપર ચોટી રહી છે પણ ત્યા મને જવાની પરવાનગી અપાય તો તો વધારે પડતી માણસાઇ થઇ ગઇ કહેવાય, 'ઘોળો લીટો ગયો, ત્યારે હવે કાટાળા તારની વાડનેયે શા સારૂ વળગી રહો છો? મને કસરતને માટે એ વાડની પેલે પાર પણ જવા દો તો ?' સુપરિન્ટેન્ડન્ટને બિચારને આ એક અઘરી ગુચ થઇ પડી છે, અને તેને ઉકેલવામા તે હાલ ગુથાયલો છે

વાત એમ છે કે હુ રહ્યો એકાતને લાયકનો કેદી મારાથી કોઇની સાથે વાત ન જ થાય કેટલાક ધારવાડના કેદીઓ આ જેલમા છે, અને બેલગામવાળા સુપ્રસિદ્ધ ગગાધરરાવ પણ અહી જ છે સક્કરના સુધારક વીરૂમલ બેગરાજ, અને મુબઇના એક મરાઠી વર્તમાનપત્રના અધિપતિ લલિત પણ અહી જ છે પણ તેમને મારાથી મળી ન શકાય હુ તેમની સાથે રહેતો હોઉં તો તેમને શુ નુકસાન કરૂ તે તો રામ જાણે તેઓ મને તો કશુ નુકસાન ન જ કરી શકે તેમ જ કાઇ ઘાટ રચીને અમે ભાગી જઇએ એમ પણ નથી જો તેમ કરીએ તો પણ તે તો અધિકારીઓને ખૂબ ગમે એવુ થઇ પડે જો બીજાઓને હુ ચેપ લગાડુ એવી વાત હોય તો તેમને ચેપ લગાડવાનો શો બાકી રહેલો છે? જેલમા બહુ બહુ તો હુ તેમને રેટિયાના વધારે રસીઆ બનાવી શકુ

પણ મે મારા એકાન્તવાસની વાત તમને કરી છે તે ફરિયાદ રૂપે નહિ મને તો એકાત પસદ પડે છે મને મૌન ગમે છે અને તેમા જેલ બહાર મારે વિસાવે

મૂકવો પડેલો એવો મારો મોઘો અભ્યાસ હુ નિરાતે કરી શકુ છુ

પણ બધા કેદીઓને એકાતવાસ ગમતો નથી હોતો એની જરૂર નથી, એમા માણસાઇ નથી આમા વાક છે કેદીઓના ખોટા વિભાગ પાડવામા આવ્યા છે તેનો બધા કેદીઓને એક જ વર્ગમા નાખવામા આવે છે, અને કોઇપણ સુપરિન્ટેન્ડન્ટ ગમે તેટલો માયાળુ હોય તો પણ, તેને જ્યા સૂધી તે ચાહે તે કરવાની સત્તા ન હોય ત્યા સૂધી તેના હવાલામા જ અનેક જાતના સ્ત્રી પુરુષો આવે છે તેને તે ન્યાય તો ન જ આપી શકે એટલે તે માત્ર તેમના શરીર તરફ જોઇને પોતાનુ કામ લે છે, શરીરની પાર રહેલા આત્મા તરફ તે જોતો જ નથી

અને આ ઉપરાત આજકાલ જેલોનો તો રાજકીય હેતુ માટે દુરુપયોગ થઇ રહ્યો છે, એટલે રાજકીય કેદીની સતાવણી જેલમા પણ જારી જ રહે છે

મારા જેલજીવનનુ ચિત્ર મારી દિનચર્યા આપ્યા વિના અધૂરૂ રહી જાય મારી કોટડી તો સરસ છે—સાફ અને હવાવાળી મને બહાર સૂવાની રજા મળી છે તે એક લાભ જ છે—કારણ મને બહાર સૂવાની ટેવ રહી પ્રાર્થનાને માટે ૪ વાગે ઉઠુ છુ આશ્રમવાસીઓ ખબર જાણીને રાજી થશે કે હુ સવારે હરરોજ પ્રાર્થના કરવા ચૂકતો નથી, અને કેટલાક મોઢે કરેલા ભજન ગાઉ છુ ૬॥ વાગે મારો અભ્યાસ શરૂ થાય છે દીવો તો આપવામા આવતો નથી એટલે જરા અજવાળુ થાય ત્યારે હુ કામ શરૂ કરૂ છુ ૭ વાગે એ બધ થાય છે, કારણ સાત પછી બત્તી વિના વાચવુ લખવુ અશકય થઇ પડે છે સાજે આશ્રમની પ્રાર્થના કરી ૮

વાગે સુધ જાઉં છુ કુરાન, તુલસીરામાયણ, મિ સ્ટેંનિંગે આપેલા ખ્રિસ્તીધર્મ વિષેના પુસ્તકો, અને ઉર્દૂ—એટલો મારો અભ્યાસ આ અભ્યાસ ૬ કલાક ચાલે ચાર કલાક કાતવાનુ અને પીંજણ ચાલે પહેલા તો હુ માત્ર અર્ધો કલાક કાતતો, કારણ ત્યારે મારો પૂણીઓનો જથ્થો પૂરતો નહોતો હવે અધિકારીઓએ મને થોડુ રૂ આપ્યુ છે એમા ફીગીનો તો પાર નથી કદાચ પીંજણ શીખનારને માટે એવુ રૂ પીંજવુ એ સરસ તાલીમ થઇ પડે એક કલાક પીંજવુ, અને ત્રણ કલાક કાતવુ એવો નિયમ છે અનસૂયાબ્હેને અને હવે મગનલાલ ગાંધીએ મને પૂણીઓ મોકલી હતી હવે તેઓ પૂણી ન મોકલે, પણ તેઓમાથી એક જણ મને સરસ સાફ રૂ મોકલે—એકીવખતે બબ્બે શેર મોકલતા જાય દરેક કાતનારાઓએ પીંજતા તો શીખવુ જ જોઇએ એક દિવસમા હુ એ શીખી ગયો, અને પીંજવુ શરૂ કર્યું કાતવા કરતા પીંજતા શીખવુ સ્હેલુ છે, પણુ કાતવા કરતા પીંજવુ અઘરૂ છે આ કાતવાની તો હવે મને ધૂન લાગી છે દરરોજ જાણે હુ ગરીબમા ગરીબની નજદીક વધારે વધારે પહોચતો જતો હોઉં, અને તેટલે અંશે ઈશ્વરની નજદીક પહોચતો જતો હોઉં એવુ લાગે છે દહાડાના એ ચાર કલાક ઉત્તમ ગયા એમ હુ માનુ છુ મારા શ્રમનુ ફળ હુ નજરે દેખુ છુ એ ચાર કલાક દરમ્યાન એકે અશુદ્ધ વિચાર મારા મનમા પ્રવેશ કરતો નથી ગીતા, કુરાન અને રામાયણ વાચુ છુ ત્યારે મન ભટકે છે, પણ રેંટિયો ચલાવતો હોઉં છુ અથવા પીંજણ ચલાવતો હોઉં છુ ત્યારે મન એકાગ્ર રહે છે દરેકનુ ચિત્ત કાતતા એકાગ્ર ન રહે એ હુ જાણુ છુ પણ મે તો રેંટિયાને દરિદ્ર હિંદનુ દળદર ફેડનાર તરીકે

એટલો બધો માન્યો છે કે એની મને અજબ મોહિની લાગી છે કાંતવું પીંજવું વધારે કે અભ્યાસ વધારે કરવો એવી ભારે ગડમથલ મારા મનમાં ચાલી રહી છે, અને આવતા કાગળમાં મારો કાંતવા અને પીંજવાનો સમય વધ્યો છે એમ હું જણાવું તો નવાઇ નહિ

મહેરબાની કરીને મૌલાના અબદુલ બારી સાહેબને કહેજો કે તેમણે હમણાં જ કાંતવાનું શરૂ કર્યું છે એ તેમણે મને ખબર આપી હતી તો તેઓ મારી સાથે હરિફાઇ કરશે એવી હું આશા રાખું છું તેમનો દાખલો લઇને આ મંડળ બધો ધંધો ફરજ સમજીને ઉપાડી લેશે

આશ્રમના માણસોને ખબર આપશો કે મેં જે બાળપોથી લખવાનું વચન આપ્યું હતું તે પૂરી કરી છે હું માની લઉં છું કે એ તેમને મોકલવાની મને રજા આપવામાં આવશે મેં એક ધર્મની બાળપોથી તેમજ દક્ષિણ આફ્રિકાની લડતનો ઇતિહાસ લખવાનું વચન આપ્યું છે તેને પણ પહોંચી વળવાની આશા રાખું છું

ત્રણ વારને બદલે અહીં મેં અનુકૂળતાને ખાતર બે જ વાર ખાવાનું રાખ્યું છે પણ હું પૂરતો ખોરાક લઉં છું સુપરિન્ટેન્ડન્ટ ખોરાકની બાબતમાં તો કશી અડચણ ભોગવવા નથી દેતો કેટલા ત્રણ દિવસ થયા તો તેણે મને બકરીના દૂધનું માખણ મંગાવી આપવા માંડયું છે, અને એક બે દિવસમાં હું મારી રોટલી બનાવતો થઇ જઇશ

મને બે તદ્દન નવા, ભારે, ગરમ કામળા કાથાની સાદડી અને બે પીછોડી આપવામાં આવ્યા છે થોડો વખત થયા એક ઓશીકું આમાં ઉમેરાયું છે એની ભાગ્યે જ જરૂર હતી હું મારી ચોપડીઓ અને મારા વધારાના

કપડાનુ ઓશીકુ બનાવી લેતો હતો આ ઓશીકું ને રાજગે પાળાચારીની સાથે થયેલી વાતને પરિણામે જ આપવામા આવ્યુ છે નહાવાને માટે ઇદાયતી વ્યવસ્થા છે, અને દરરોજ નહાવાનુ મળે છે એક બીજી કોટડી જ્યારે તેની બીજી કાઈ જરૂર ન હોય ત્યારે અમને કામ કરવાને માટે આપવામા આવી છે સ્વચ્છતાની પણ હવે ખામી નથી રહી

એટલે મિત્રોએ મારે માટે કશી વાતની ચિતા કરવાની નથી હુ તો પખીની જેમ કલ્લોલ કરૂ છુ અને હુ બહાર રહીને કરતો તેના કરતા અહી રહીને ઓછી સેવા કરૂ છુ એમ નથી માનતો અહી રહેવુ એ મારે માટે મગ્સ તાલીમ છે, અને મારા સાથીઓથી મને છૂટો પાડવામા આવ્યો છે તે ન થયુ હોત તો શી રીતે ખબર પડત કે આપણે ભિન્નભિન્ન નથી પણ એક અખડ બળ છીએ, આપણે ભેગા મળીને કામ કરી શકીએ છીએ કે આપણી લડત કેવળ એક જ જણે ઊભો કરેલો તમાશો છે—ચાર દિવસનુ ચાદરણુ છે મને કાઈ અવિશ્વાસ તો છે જ નહિ એટલે બહાર શુ બને છે તે જાણવાની મને જરાય જિજ્ઞાસા નથી થતી અને મારી પ્રાર્થના સાચી હશે અને વિનમ્ર હૃદયથી થતી હશે તો હુ જાણુ છુ કે ગમે તટલા ઉધમાતના કરતા તેની અસર કેટલીય વધારે થવાની છે

દાસની તબીઅતને વિષે મને ચિતા રહે છે તેમના સુશીલ પત્ની (શ્રી વાસતીદેવી)એ મને તેમની તબીઅતની ખબર આપ્યા નથી કીધી, એ ફરિયાદ તો મારે હમેશા રહેવાની જ મોતીલાલજીનો દમનો વ્યાધિ હવે મટયો હશે એમ આશા રાખુ છુ

મારી સ્ત્રીને મહેરબાની કરીને સમજાવજો મને

મળવા આવવાનુ માડી વાળે દેવદાસ મને મળવા આવ્યો ત્યારે તેણે તો નાટક કરી મૂક્યુ હતુ તેને સુપરિન્ટેન્ડેન્ટની ઑફિસમા લાવવામા આવ્યો ત્યારે તેણે મને ઉભો રાખેલો જોયો તે તેનાથી દેખ્યુ જાય એમ નહોતુ એ માની અને લાગણીવાળો છોકરો પોકેપોક રોઇ પડયો અને જેમ તેમ કરીને હુ તેને છાનો રાખી શકયો તેણે સમજવુ જોઇતુ હતુ કે હુ કેદી હતો, અને કેદી તરીકે સુપરિન્ટેન્ડેન્ટની સામે બેસવાનો મને અધિકાર નહોતો રાજગોપાલાચાર્ય અને દેવદાસને ખુરશી આપી શકાતી હતી—અને આપવી જોઇતી હતી પણ મને ખાતરી છે તેમ ન થવુ તેમા કશુ અપમાન કરવાનો ઇરાદો તો નહોતો જ હુ નથી ધારતો કે આવી મુલાકાત વખતે સુપરિન્ટેન્ડેન્ટ હમેશ હાજર રહેતો હોય પણ મારી બાબતમા તો એ કાઇ જોખમ ખેડવા નહોતો ઇચ્છતો એમા શક નથી હવે દેવદાસે કરેલુ દૃશ્ય મારી સ્ત્રી પણ આવીને કરે એમ હુ નથી ઇચ્છતો, તેમ મને ખાસ મહેરબાનીની રાહે ખુરશી આપવામા આવે એમ પણ હુ નથી ઇચ્છતો મને ખાતરી છે કે મારા ઉભા રહેવામા જ શોભા છે અને બ્રિટિશ લોકો આપણે જ્યા જઇએ ત્યા સ્વાભાવિક રીતે અને ખરા અતરથી આપણને માન આપે અને આપણો સત્કાર કરે એને માટે તો હજી થોડો વખત જોઇશે મુલાકાત લેનારા આવે એવી મારી મુદ્દલ ઇચ્છા નથી, બલ્કે મિત્રો તેમજ સગાવ્હાલા પોતાની ઇચ્છા દબાવે એમ હુ માગુ ખરો બાકી સજોગો અનુકૂળ હોય કે પ્રતિકૂળ તોપણ કામકાજને માટે તો જરૂર મળવુ

પચમહાલ, પૂર્વ ખાનદેશ અને આગ્રામા ગરીબ મુસલમાન સ્ત્રીઓને રેટિયા આપવાનુ છોટાણી મીયાએ જાહેર કર્યુ હતુ તે પ્રમાણે વહેચ્યા હશે આગ્રાથી જે

મિશનરી સ્ત્રીએ મને લખેલુ તેનુ નામ તો હુ ભૂલી ગયો કૃષ્ણદાસને કદાચ યાદ હોય

ઉર્દૂ શિક્ષિકા તો જલદી પૂરી કરીશ સારી ઉર્દૂ લુગાત (શબ્દકોષ), અને તમને અથવા ડૉ અનસારીને જે ચોપડી ઠીક લાગે તે મોકલી આપશો તો હુ બહુ રાજી થઇશ

શ્વેબને જણાવજો કે હુ તેને વિષે નિશ્ચિત છુ

મને આશા છે ક તમે કુશળ હશો તમે ગજા-ઉપરાત કામ નથી કરતા એવી આશા રાખવી એ તો ન બને એવી વસ્તુની આશા રાખવા જેવુ છે એટલે હુ તો માત્ર પ્રાર્થના કરીશ કે તમારા કામના ભારે બોજા છતા ખુદા તમને તદુરસ્ત રાખે

બધા સાથીઓને મારા સ્નેહસ્મરણ

લિ સ્નેહાધીન

**મો૦ ક૦ ગાંધી**

## પત્ર ન ં ૨ ગાંધીજીનો વાંધો

કેદી ન ૮૬૭૭ તરફથી

મુબઇ સરકાર જોગ—

કદીના મિત્ર હકીમજી અજમલખાનના ઉપર કેદીએ લખેલા પત્રની ઉપર સરકારે કરેલા હુકમના સબધમા અને યરોડા જેલના સુપરિન્ટેન્ડન્ટે કેદીને વાચી સભળાવેલા તે હુકમમા કરેલી કેટલીક ટીકા સાથે કેદીને તે પત્ર પાછો આપવામા આવ્યો તેના સબધમા, કેદી નબર ૮૬૭૭ જણાવવાની રજા લે છે કે સદરહુ હુકમની નકલ માટે કેદીએ સુપરિન્ટેન્ડન્ટને અરજી કરી પણ સુપરીન્ટેન્ડેન્ટે જણાવ્યુ કે કેદીને એ હુકમની નકલ આપવાનો તેને અધિકાર નથી

એ હુકમની નકલ મેળવવાની અને મિત્રોને એક નકલ મોકલવાની કેદીની ઇચ્છા છે કે જેથી તેમને

ખબર પડે કે કેવા સજોગોમા ના મિત્રોને કુશળતાનો પત્ર લખવાનુ પણ માડી વાળવુ પડયુ કેદી આ ઉપરથી અરજ કરે છે કે મરબાને સુપરિન્ટેન્ડન્ટને સદરહુ હુકમની નકલ કેદીને આપવાનુ ફરમાવવુ

સદરહુ હુકમમા કેદી સમજે છે અને તેને યાદ છે તે પ્રમાણે સરકારે નીચેના કારણસર સદરહુ પત્ર મોકલવાની ના પાડી છે

(૧) પત્રમા કેદી સિવાયના બીજા કેદીઓની વાત કરવામા આવી છે, (૨) પત્રથી રાજકીય ચર્ચા ઉત્પન્ન થવા સભવ છે

પહેલા કારણના સબધમા જણાવવાનુ કે સદરહુ પત્રમા કેદીની પોતાની સ્થિતિ અને કુશળતા વિષે બોલતા જેટલી વાત કહેવી પડે તે ઉપરાત બીજુ કશુ જ નથી

બીજા કારણના સબધમા કેદી માનપૂર્વક જણાવે છે - જાહેર ચર્ચા ઉભી થવાના સભવને કાઇ કેદીને ત્રણ મહિને પોતાના મિત્ર અને સગાવ્હાલાને કુશળતાનો પત્ર લખવાનો હક લઇ લેવા માટે યોગ્ય કારણ ન બનાવી શકાય અને તેમ કરવામા ભયકર ભાવાર્થ નીકળે છે એમ કેદીનુ માનવુ છે—એવો ભાવાર્થ કે હિદી જેલ એક ગુપ્ત ખાતુ છે કેદી માને છે કે હિદી જેલો જાહેર ખાતાઓ છે અને બીજા ખતાઓની જેમ તે પણ લોકાની ટીકા તેમજ ચર્ચાને પાત્ર છે

કેદી જણાવે છે કે એના સદરહુ પત્રમા કેવળ એની પોતાની કુશળતાની ખબર જ આપવામા આવેલી છે બીજા કેદીઓની વાત કરવી પડી છે તે ઉપર કહેલી ખબર પૂરેપૂરી આપવાને માટે જરૂરની હતી તેમા કાઇ ખોટી અથવા તો કાઇ વધારીને લખેલી ખબર જો કેદીને બતાવી આપવામા આવશે તો તે સુધારવાને કેદી

રાજી છે પણ સરકાર જણાવે છે તેવી રીતે સદરહુ પત્રને કાપીકુપીને મોકલવામા તો પોતાના મિત્રોને પોતાની સ્થિતિ વિષે ભૂલભરેલો ખ્યાલ આપવા જેવુ થાય એટલે ઉપર કહ્યા પ્રમાણે જે સુધારા કરવાની જરૂર જણાય તે ઉપરાત બીજા ફેરફાર વિના જો કેદીનો પત્ર સરકાર ન મોકલી આપે તો મિત્રોને કુશળતાનો પત્ર મોકલવાનો હક વાપરવાની કેદીની બિલકુલ ઇચ્છા નથી, કારણ ઉપર કહેલા હુકમ મુજબ સરકારે જે બધી વરી છે તે બધીથી એ હકની ભાગ્યે જ કાઈ કિમત રહે છે

યરોડા જેલ, }
१२-५-२२ }

મો ક ગાંધી
કેદી ન ૮૬૭૭

**પત્ર ન ૩ 'મારો પહેલો અને છેલ્લો'**

યરોડા જેલ
૧૨મી મે ૧૯૨૨'

**વ્હાલા હકીમજી,**

૧૪મી એપ્રિલે મે તમને મારે વિષે હકીકતથી ભરેલો એક લાબો પત્ર લખ્યો હતો તેમા તમારી મારફત કેટલાક સદેશા મે મોકલ્યા હતા, જેમા મારી સ્ત્રી અને દેવદાસ માટે પણ હતા એમાના અગત્યના ભાગ જો હુ રદ ન કરૂ તો એ પત્ર મોકલવો નહિ એવો હુકમ સરકારે હમણા જ કર્યો છે સરકારે પોતાના નિર્ણયના કારણ પણ આપ્યા છે, પણ હુકમની નકલ મને આપવાની ના પાડવામા આવી છે એટલે તે હુકમ હુ તમને નથી મોકલી શકતો, તેમજ મને યાદ છે તે પ્રમાણે તેમણે જે કારણો જણાવ્યા છે તે પણ નથી મોકલી શકતો

મે સરકારને એક પત્ર લખી આ કારણોની યોગ્યતાની સામે વાધો ઉઠાવ્યો છે અને મારા પત્રમા

કોઇ હકીકત ખોટી અથવા ન કરીને લખવામા આવી છે એમ મને બતાવવામા આવે તો તે સુધારવાની માગણી કરી છે મે તેમને એમ પણ જણાવ્યુ છે કે મારો પત્ર કાપકૂપ થયા વિના હુ ન મોકલી શકુ તો નિયમ પ્રમાણે જે ત્રણ મિત્રોને લખી શકાય છે તે મોકલવાની પણ મારી ઇચ્છા નથી કારણ પછી તેની ભાગ્યે જ કશી કિંમત રહે છે અટલે સરકાર પોતાના ઠરાવ બદલે નહિ ત્યા સુધી તમને તથા બીજા મિત્રોને આ જ મારો પહેલો અને છેલ્લો પત્ર હશે

આશા રાખુ છુ કે આપ કુશળ હશો

આપનો સ્નેહાધીન

**મો ક ગાધી**

કેદી ન ૮૬૭૭

## પત્ર ન. ૪ બીજા પત્ર માટે માગણી

યરોડા સેન્ટ્રલ જેલના સુપરિન્ટેન્ડેન્ટ જોગ

**સાહેબ,**

કેટલોક સમય થયા મારે વિષે ત્રણ વાતોનો નિર્ણય થવો બાકી છે

(૧) ગયા મે મહિનામા મે મારા મિત્ર દિલ્હીવાળા હકીમજી અજમલખાનને નિયમ પ્રમાણેનો ત્રિમાસિક પત્ર લખ્યો હતો તે પત્રમાના કેટલાક ભાગો સામે સરકારે વાધો લીધો, અને તે હુ રદ ન કરૂ તો પત્ર નહિ મોકલવામા આવે એમ મને જણાવ્યુ હતુ સદરહુ ભાગો જેલની મારી સ્થિતિની સાથે બરોબર સબધ ધરાવનારા છે એમ હુ માનતો હોવાને લીધે તે હુ રદ કરી શક્યો નહિ, અને સરકારને મે માનપૂર્વક જણાવ્યુ કે જો મને મારી સ્થિતિનુ સપૂર્ણ વર્ણન મારા મિત્રને મોકલવા

દેવામા ન આવે તો તેમને સામાન્ય પત્ર લખવાનો હક અથવા ખાસ અધિકાર વાપરવાની મારી ઇચ્છા નથી એ જ વેળા મે મારા મિત્રને એક દૂકો પત્ર લખીને જણાવ્યુ કે મે તમને જે પત્ર લખ્યો હતો તે મંજુર થયો નથી અને સરકાર જ્યા સુધી મારા પત્ર ઉપર મૂકેલી બધી રદ ન કરે ત્યા સુધી મારી કુશળતા વિષે એકે પત્ર લખવાની મારી ઇચ્છા નથી આ બીજો પત્ર પણ મોકલવાની સરકારે ના પાડી છે જેમ મારો પહેલો પત્ર મને આપવામા આવ્યો તેમ આ બીજો પત્ર પણ મને આપવામા આવે એવી મારી માગણી છે

(૨) ગુજરાતી બાળપોથી લખવાની કર્નલ ડેલઝીલની પરવાનગી મેળવીને, અને મારા મિત્રોને તે પ્રસિદ્ધ કરવા માટે મોકલવામા કશો વાધો લેવામા નહિ આવે એવી તેની ખાત્રી મેળવીને મે એ બાળપોથી લખી, અને એ બાળપોથી સાથે બીડેલા પત્રમા જણાવેલે શિરનામે તે મોકલી દેવાને માટે કર્નલ ડેલઝીલને આપી. સદરહુ શિરનામે બાળપોથી મોકલવાની સરકારે ના પાડી છે, એવા કારણે કે જેલમા સજા ભોગવતા કેદીઓને પુસ્તકો પ્રસિદ્ધ કરવાની રજા દઇ શકાય નહિ એ બાળપોથી ઉપર મારૂ નામ પ્રસિદ્ધકર્તા અથવા કર્તા તરીકે આપવામા આવે એવી મારી જરાય ઇચ્છા નથી મારા નામના કશા સ્પર્શ વિના પણ એ બાળપોથી પ્રસિદ્ધ થઇ શકે એમ ન હોય તો તે મને પાછી મોકલવામા આવે એમ હુ માગુ છુ

(૩) સરકારે મને જણાવ્યુ હતુ કે સામયિક પત્રો લેવાની પરવાનગી મળી શકશે એટલે મે અઠવાડિક 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા', 'મૉડર્ન રિવ્યુ'—કલકત્તાનુ એક ઉંચી પ્રતિનુ માસિક—અને 'સરસ્વતી' એક

હિન્દી માસિક, મંગાવવાની રજા માગી આમાના છેલ્લા માટે પરવાનગી મળી છે બીજા બેને માટે હજી કશો નિર્ણય થયો નથી સરકારના નિર્ણયની હુ ધીરજપૂર્વક રાહ જોઇ રહ્યો છુ

લિ હુ છુ

યરોડા જેલ, આપનો આજ્ઞાકિત સેવક,

૧૨ મી ઑગસ્ટ ૨૨ મો. ક. ગાધી

## પાચ પત્રો

યરોડા જેલ,

તા ૧૮ મી નવેબર ૧૯૨૨

સુપરિન્ટેન્ડેન્ટ,

યરોડા સેન્ટ્રલ જેલ

સાહેબ,

'મૉડર્ન રિવ્યુ' પત્ર આપવાની સરકારે મને ના પાડી છે, તો તે સબધમા હુ જણાવવાની રજા લઉં છુ કે ગઇ ત્રિમાસિક મુલાકાત વખતે મારી સ્ત્રીની સાથે આવેલા મિત્રોએ મને કહ્યુ કે સરકારે તો એવુ જાહેર કીધુ છે કે કેદીઓને સામયિક પત્રો આપવામા આવે છે જો આ ખબર સાચી હોય તો હુ મારી માગણી તાજી કરૂ છુ અને મદ્રાસના મિ નટેસનના તત્રીપણા નીચે ચાલતા 'ઇન્ડિયન રિવ્યુ' માસિકની માગણી કરૂ છુ

લિ આપનો આજ્ઞાકિત

મો ક ગાધી

[ 'ઇન્ડિયન રિવ્યુ' નહિ મળે એમ કહેવામા આવેલુ

મો ક ગાંધી ]

# પત્ર ૬ઠ્ઠો

યરોડા જેલ,
૨૦મી ડિસેમ્બર, ૨૨

સુપરિન્ટેન્ડેન્ટ,
યરોડા જેલ

સાહેબ,

આપે મને મહેરબાની કરીને જણાવ્યુ હતુ કે થોડા સમય ઉપર મને મળવા માટે અરજી કરનારાઓમાથી પડિત મોતિલાલ નેહરૂ, હકીમ અજમલખાન અને ભાઇ મગનલાલ ગાધીને રજા ન આપવામા આવી

ભાઇ મગનલાલ ગાધી એ એક મારા ઘણા નિકટના સબધી છે એટલુ જ નહિ પણ મારૂં મુખ્ત્યારનામુ ધરાવનારા છે, અને મારા ખેતીના તથા હાથવણાટના તથા હાથકાતણના અખતરાઓ એના જ હાથે નીચે ચાલે છે, તેમજ અસ્પૃશ્યો સબધી મારા કાર્યમા સાથે એનો ઉડો સબધ છે

પડિતજી અને હકીમજી રાજકાજમા મારા સાથીઓ છે તે ઉપરાત મારૂ કુશળ ચાહનારા મારા અગત મિત્રો છે

પડિત મોતિલાલ નેહરૂ, હકીમજી અજમલખાન, અને ભાઇ મગનલાલ ગાધીને મળવાની રજા કેમ ન આપવામા અવી એના કારણ સરકારની પાસેથી મગાવશો તો હુ આભારી થઇશ

કેદીઓની સાથેની મુલાકાત વિષેના જેલના નિયમો પ્રમાણે તો, આ ત્રણ સજ્જનોને પોતાના કેદી મિત્રોને મળવાનો અધિકાર હોવો જોઇએ એમ હુ જોઉં છુ

મારી સાથેની મુલાકાતોના સબધમા સરકાર શું ઇચ્છે છે તે જો મને જણાવવામાં આવે તો સારૂં—મને

હું મળી શકું અને કોને ન મળી શકું, અને જે મુલાકાતીઓને પરવાનગી મળે તેમની પાસે, જે બિનરાજકારી વિષયો અથવા કામોની સાથે મારે સબંધ હોય તે વિષે, મારાથી ખબર મેળવી શકાય કે કેમ ?

લિ આપનો આજ્ઞાકિત

**મો. ક ગાંધી,**

ન ૮૬૭૭

## પત્ર ૬ મો

યરોડા જેલ,

૨૦મી ડિસેબર, ૨૨

સુપરિન્ટેન્ડેન્ટ,

યરોડા જેલ

**સાહેબ,**

'વસન્ત' અને 'સમાલોચક' નામના બે ગુજરાતી માસિકો મને લેવા દેવામા નહિ આવે એવો, કારણ જણાવ્યા વિના, ઈન્સ્પેકટર જનરલે હુકમ કર્યો છે એમ આપે મને જણાવ્યુ છે

કેદીઓને સામયિક પત્રો આપવાના સબધમા સરકારે કરેલા હુકમો જોતા તો ઉપર જણાવેલો ઠરાવ મને આશ્ચર્યકારક લાગ છે મારા સમજવા પ્રમાણે સરકારી હુકમો તો એવા છે કે કેદીઓને ચાલુ રાજકીય ખબર જેમા ન હોય તેવા સામયિક પત્રો લેવાનો અધિકાર છે 'સમાલોચક'ને વિષે તો હુ બહુ નથી જાણતો, પણ 'વસન્ત'ને હુ જાણુ છુ એ તો રાવ બહાદુર રમણભાઇના તત્રીપણા નીચે ચાલતી નમૂનેદાર સાહિત્ય-પત્રિકા છે રાવ બહાદુર તો સસારસુધારક તરીકે જાણીતા છે જ, અને એ માસિકમા લખનારાઓ

પણ ઘણાખરા એક અથવા બીજી રીતે સરકારની સાથે સબધ રાખનારા છે એમા શુદ્ધ રાજકીય વિષયોની ચર્ચા આવે છે એવુ મારા જાણ્યામા નથી તેમજ એમા રાજકીય ખબર આવે છે એવુ પણ મારા જાણ્યામા નથી પણ સભવ છે કે આ માસિકોની મનાઇ કરવાને માટે ઇન્સ્પેકટર જનરલને બીજા કારણો હોય, અથવા તો 'વસન્ત' અને 'સમાલાચક' હવે રાજકીય માસિકો જ બની ગયા હોય એટલે કૃપા કરીને આપ ઇન્સ્પેક્ટર જનરલ પાસે જરા જાણી લેશો કે તેમના ઠરાવનુ કારણ શુ છે? જો આ ઠરાવ ન બદલવામા આવે તો તેને પરિણામે ગુજરાતી સાહિત્યની સાથે સબધમા રહેવાની મારી તક ચાલી જશે

લિ

આપનો આજ્ઞાંકિત,

**મો. ક ગાંધી**

## પત્ર ૮મો

ચરોડા સેટ્રલ જેલ,

તા ૪થી ફેબ્રુઆરી ૧૯૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,

ચરોડા સેટ્રલ જેલ

**સાહેબ,**

આપે કાલે મને જણાવ્યુ હતુ કે ઇન્સ્પેકટર જનરલે મારા ગઇ ૨૦મી ડિસેબરના પત્ર (પત્ર ૬ઠ્ઠા)નો જવાબ એવો આપ્યો છે કે જેલની મુલાકાતો સબધી નિયમોની મર્યાદામા રહીને સગાસબધી અને મિત્રોની મુલાકાત વિષે હુકમ કરવાની કુલમુખત્યારી આપને જ છે

આ જવાબથી હું ચકિત થાઉં છું અને મને ગઈ સત્તાવીસમી તારીખે બ્હેન વસુમતિ ધીમતરામની સાથે મારી સ્ત્રી મળવા આવી હતી તેણે આપેલી ખબર તો એથી ઉલટી જ છે

મારી સ્ત્રીએ મને જણાવ્યું કે મુલાકાતને માટે કરેલી તેની અરજીના જવાબ માટે તેને વીસથી વધુ દિવસ રોકાવું પડયું મારી માંદગીની અફવા સાંભળીને તે પૂના આવી—એવી આશાથી કે તેને રજા મળશે આ પ્રમાણે ગયા અઠવાડિયાની શરૂઆતમાં જ મારી સ્ત્રી તથા બ્હેન વસુમતિ ધીમતરામ, ભાઈ મગનલાલ ગાંધી, તેની આશરે ચૌદ વર્ષની દીકરી રાધા, અને ભાઈ છગનલાલ ગાંધીનો દીકરો એક અઢાર વર્ષનો જુવાન પ્રભુદાસ,—જે તેના પિતા રજા મળેલી હોવા છતાં માંદા હોવાને લીધે ન આવી શકયા એટલે તેને બદલે આવ્યો હતો—આ સૌને સાથે લઈને, જેલને દરવાજે આવી અંદર દાખલ થવાની પરવાનગી માગી તમે આ બધાને કહ્યું કે તમને પરવાનગી આપવાની કશી સત્તા નથી, અને સરકારને મૂળ અરજી તમે મોકલી આપી હતી તેનો જવાબ હજી આવ્યો નથી પણ ભાઈ મગનલાલ ગાંધીએ આગ્રહ ધર્યો એટલે તમે ઇન્સ્પેકટર જનરલને ટેલીફોન કરી પૂછી જોવાનું વચન આપ્યું, અને આખરે તેણે પણ એવું જ જણાવ્યું કે તેને પણ એ મુલાકાતની રજા આપવાનો અધિકાર નથી પરિણામે મારી સ્ત્રી અને તેની સાથે આવેલા સૌને નિરાશ થઈ પાછા જવું પડયું

ગઈ સત્તાવીસમી તારીખે મારી સ્ત્રીએ મને કહ્યું કે તમે તેને ટેલીફોન કરીને જણાવ્યું હતું કે 'સરકાર પાસેથી મને જવાબ મળી ગયો છે કે મૂળ અરજીમાં લખેલા

ત્રણ માણસો સાથે તમે મિ ગાંધીને મળી શકો છો'
એટલે શારદા અને પ્રભુદાસ એ બન્ને બાળકોને મનાઇ થઇ

જો તમને મુખત્યારી હોત તો તો આ ઉપર જણાવેલી હકીકતમા કાઇક ભૂલ હોવી જોઇએ મને ખાતરી છે કે મારી સ્ત્રીએ કહેલી વાત સમજવામા મારી ભૂલ તો નથી થઈ

વળી જો તમને મુખત્યારી હોત તો શારદા અને પ્રભુદાસનેય પાછા જવુ ન પડત

એટલે સરકાર તરફથી તમને મળેલો જવાબ મારી સ્ત્રીએ જણાવેલી હકીકતથી કેમ ઉલટો છે તે તથા નીચેની વધારે હકીકત મને જણાવી આપ આભારી કરશો

(૧) પડિત મોતિલાલ નેહરૂ, હકીમ અજમલખાન અને ભાઇ મગનલાલ ગાંધીને ગયે વર્ષે શા કારણે પરવાનગી ન મળી ?

(૨) ભવિષ્યમા મને મળવાની કોને રજા મળશે અને કોને નહિ મળે ?

(૩) સદરહુ મુલાકાત વખતે બિનરાજકારી બાબતો વિષે તથા મે શરૂ કરેલી બિનરાજકારી પ્રવૃત્તિઓ જે હાલ મારા અનેક પ્રતિનિધિઓ ચલાવી રહ્યા છે તે વિષે મારાથી માહિતી મેળવી શકાય કે કેમ ?

ઉપર કહેલા સૌને તમે અપમાન કરવા ઇચ્છયુ ન હોય, પણ જે રીતે તેમની સાથે વર્તવામા આવ્યુ તેમા અપમાન તો રહેલુ હતુ જ આવો દુખદ બનાવ ફરીને ન બને એમ હુ ઇચ્છુ

લિ આપનો આજ્ઞાંકિત
**મો ક ગાંધી**

## પત્ર ૯મો

યરોડા જેલ,
૧૦મી ફેબ્રુઆરી '૨૩

**પ્રિય મેજર જોન્સ,**

આ તો આપને એક ખાનગી કાગળ લખવો પડે છે, કારણ એમા ચર્ચેલી વાત કેદી તરીકેના મારા વિષયની અંદર હોવા ઉપરાત તેની બહાર પણ જાય છે છતા તમારા દરજ્જા પ્રમાણે તમને એમ લાગતુ હોય કે એ પત્રને સરકારી રીતે જ આવેલો ગણ્યા વિના ન ચાલે તો તમને તેમ ગણવાની પણ છૂટ છે

ગઇ કાલ સવારે મે ફીકીઆરી સાભળી અને પાસે ઉભેલા લોકોમાના કેટલાએ બૂમ પાડી કે કેદીઓને ફટકા મરાય છે મને નવાઇ લાગી ત્યારબાદ થોડી જ વારે ગુણીયાના કપડા પહેરાવેલા ચાર પાચ નવજવાનોને લઇ જવામા આવતા મે જોયા એકની પીઠ ઉઘાડી હતી એ બધા બહુ જ ધીમે અને વાકા વળીને ચાલતા હતા મે જોયુ કે તેઓ દરદથી પીડાતા હોય એમ ચાલતા હતા એમણે મને નમસ્કાર કર્યા મે પણ તેમને નમસ્કાર કર્યા મને થયુ કે તેમને જરૂર ફટકા મારવામા આવ્યા હોવા જોઇએ બપોરે મે એક સમાન્ય ગૃહસ્થને બેડી પહેરાવીને લઇ જવામા આવતા જોયા મારા સામાન્ય નિયમ વિરૂદ્ધ તેઓ કોણ છે એમ મે તેમને પૂછ્યુ તેમણે કહ્યુ કે પોતે મૂળશી પેટાના કેદીઓમાના એક છે જેમને ફટકા મારવામા આવ્યા હતા તે લોકોને તેઓ ઓળખે છે કે નહિ એમ મે તેમને પૂછ્યુ તેમણે કહ્યુ કે તેઓ એ બધાને ઓળખતા હતા, કારણ કે એ લોકો પણ મૂળશી પેટાના જ માણસો હતા

આ પત્ર લખવાનો હેતુ એટલો જ છે કે જે લોકો કામ કરવાની ના પાડે છે તેમને મળવાની મને પરવાનગી મળે મને જો એમ લાગે કે તેઓ નાદાની કે અવિચારથી વર્તે છે તો કદાચ તેમની સ્થિતિનો ફરીથી વિચાર કરી જવાને હુ તેમને સમજાવી શકુ સત્યાગ્રહમા કેદીનો એ ધર્મ રહેલો છે કે તેણે જેલના બધા યોગ્ય કાયદાઓનુ પાલન કરવુ, અને પોતાને મળેલુ કામ તો જરૂર કરવુ ખરૂ જોતા સત્યાગ્રહી જેલમા ગયો એટલે તેનુ નિયમભગ કરવાનુ કામ સમાપ્ત થાય છે કાઇ અસામાન્ય કારણે તે પાછુ શરૂ કરી શકાય—જેમકે ઇરાદાપૂર્વક તેનુ અપમાન કરવામા આવે એવે પ્રસગે જો આ લોકો સત્યાગ્રહી હોવાનો દાવો કરતા હોય તો હુ આ બધુ તેમને સમજાવવા માગુ છુ

સામાન્ય રીતે કોઈપણ કેદીને જેલના વહીવટમા મદદ કરવાને અથવા દખલ કરવાને છૂટ ન આપવામા આવે એ વાત હુ જાણુ છુ પણ સામાન્ય માણસાઇની દૃષ્ટિએ મારી સૂચના સ્વીકારવામા આવશે એવી હુ અપેક્ષા રાખુ છુ આપ ફટકા મારવાનુ કેઈપણ રીતે અટકાવી શકાતુ હોય તો તેને અટકાવવાના ઉપાય યોજવામા તો કશી મણા ન જ રાખો એવી મને ખાત્રી છે મે નમ્રતાપૂર્વક એક ઉપાય સૂચવ્યો છે મારી સેવાનો લાભ ઉઠાવવાનુ આપને મન થાય અને મને પરવાનગી આપવામા આવે એવી હુ આશા રાખુ છુ

લિ

આપનો આજ્ઞાંકિત

**મો. ક. ગાંધી**

## પત્ર ૧૦મો

યરોડા જેલ,
૧૨મી ફેબ્રુઆરી ૧૯૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,
યરોડા સેન્ટ્રલ જેલ

સાહેબ,

મને હમણાં જ ખબર પડી કે મૂળશી પેટાના કેટલાક માણસોની જોડે વાતચીત કરવાને લીધે ભાઈ જેરામદાસને શિક્ષા થઈ છે એ શિક્ષાની સામે ફરિયાદ કરવા હું આ પત્ર નથી લખતો, પણ એટલી અથવા એથીયે વધુ શિક્ષા મને પણ થાય એટલા સારૂ હું આ માગણી લડાઈ વૃત્તિથી નહિ પણ ધાર્મિક વૃત્તિથી કરી રહ્યો છું એમ કહું તો ચાલે કારણ કે નિયમનો ભંગ જેરામદાસના કરતા મારો વધારે છે મે તેમને કહેલું કે તમને જો મૂળશી પેટાવાળો કોઈ કેદી મળે તો તેને કહેજો કે તે જો સત્યાગ્રહી હોવાનો દાવો રાખતા હોય તો તેણે કામ કરવાની ના પાડવી નહિ ભાઈ જેરામદાસ મારી આ વિનતિનો અનાદર કરી શકયા નહિ મે તેને એમ પણ કહેલું કે આપ જો તેની પાસે આજે જાઓ તો તેણે આપને બધી હકીકત જણાવવી, અને હું અમારી બે વચ્ચે જે થયું તે આપને આવતી કાલે જણાવવાનો હતો—આવતી કાલે એટલા માટે કે સોમવાર મારો મૌનવાર હોવાથી આપ તે દિવસે મને મળવા નથી આવતા. હું આપને ખાત્રી આપું છું કે મને સજા થાય એનો હું અવળો અર્થ નહિ કરૂં પણ હું છૂટી જાઉં અને મારા કરતા ઓછો ગુન્હો—જો એ ગુન્હો જ હોય તો તે—કરનારને સજા થાય તો મને દુઃખ થશે.

લિ. આપનો આજ્ઞાંકિત
મો. ક. ગાંધી

[ઉપરના પત્રના જવાબમા સુપરિન્ટેન્ડેન્ટ મારી કોટડીએ આવ્યા અને મને કહ્યુ કે તેમના મતમા જેરામદાસને વિષે જરા પણ રોષ નથી તેમણે (ભાઇ જેરામદાસે) જે કર્યું તે તો છચોક જ કર્યું, પણ નિયમનો જે ભગ થયો તેને ધ્યાનમા લીધા વિના ચલે એમ નહોતુ તેમણે કહ્યુ કે બીજા કેદીને ઉશ્કેરવાના ગુન્હા માટે તે મને સજા કરી શકે એમ નથી સ ય ગ્રહીઓ સાથે વાતચીત કરવાને મે મારા ગાગણાની હદ ઓળગી નહોતી, એટલે મને સજા શી રીતે થાય ? ખૂબી એ છે કે આ બાબતમા જે કઢગી સ્થિતિ ઉભી થાત તે તો ભાઇ જેરામદાસની વાતચીતને પરિણામે જ અટકવા પામી.

મો. ક ગાધી]

## પત્ર ૧૧મો

સુપરિન્ટેન્ડેન્ટ, ૧૨મી ફેબ્રુઆરી' ૨૩

યરોડા સેન્ટ્રલ જેલ,

સાહેબ,

મારી જાણમા આવ્યુ છે કે કેટલાક મૂળશી પેટાના કેદીઓને ફટકા મારવામા આવ્યા છે, કારણ એમ કહેવામા આવે છે કે તેમણે કામ કરવાની ના પાડી છે અને જાણીજોઇને ઓછુ કામ કર્યું છે

જો આ કેદીઓ સત્યાગ્રહી હોવાનો દાવો કરતા હોય તો જ્યા સુધી જેલના નિયમો અપમાનકારક અને ગેરવ્યાજબી ન હોય ત્યા સુધી તે બધા નિયમોનુ પાલન કરવા તેઓ બધાએલા છે, અને તેમને જે કામ સોપવામા આવ્યુ હોય તે કામ તેમણે યથાશક્તિ અવશ્ય કરવું જ જોઇએ એટલે જો તેમણે કામ કરવાની ના પાડી હોય અથવા પોતપોતાની શારીરિક શક્તિ પ્રમાણે

કામ ન કરતા હોય તો તેઓ જેલના નિયમોનો ભગ કરવા ઉપરાત પોતાના સદ્વર્તનના નિયમને પણ તોડી રહ્યા છે

મને એટલી ખાત્રી છે કે જો તેમને કોઈપણ રીતે કામ કરવાને સમજાવી શકાતુ હોય તો જેલના અમલદારો તેમને ફટકા મારવાને ઉત્સુક ન જ હોય, અને કેદીઓ શિક્ષાના ડર કરતા વિવેકને વશ થાય એમ પણ તેઓ જરૂર ઇચ્છે મને લાગે છે કે એ લોકો મારૂ કહ્યુ માનશે તેથી હુ એવી વિનતિ કરૂ છુ કે મૂળશી પેટાના જેટલા લોકો ઇરાદાપૂર્વક જેલના ધારાઓનો ભગ કરતા હોય તેમની આપની સમક્ષ મુલાકાત લેવાની મને પરવાનગી આપવામા આવે, કે જેથી જો તેઓ સત્યાગ્રહી હોવાનો દાવો કરતા હોય તો હુ તેમને સત્યાગ્રહી તરીકેનો તેમનો ધર્મ સમજાવી શકુ

સામાન્ય રીતે કેદીઓને જેલના વહીવટમા મદદ અથવા દખલ કરવા દેવામા નથી આવતી એ વાતથી હુ વાકેફ છુ પણ મને આશા છે કે ઉપર કહ્યુ તેવા કિસ્સામા જેલના વહીવટના વિચાર કરતા માણસાઇના વિચારને પ્રાધાન્ય આપવામા આવશે

લિ

આપનો આજ્ઞાકિત

**મો ક ગાધી**

[આના જવાબમા સુપરિન્ટેન્ડેન્ટે મને કહ્યુ કે મારી આ સેવાની માગણી માટે સરકાર મારો આભાર માને છે, પણ તેનો લાભ તે ઉઠાવી શકે તેમ નથી

**મો ક ગાંધી**]

## પત્ર ૧૨મો

યરોડા જેલ, તા ૨૩-૨-૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,

યરોડા સેન્ટ્રલ જેલ,

**સાહેબ,**

આપે કૃપા કરીને આજે મને કહ્યુ કે સરકારે મારા ગઇ ૪થી તારીખના પત્રનો જવાબ આપ્યો છે, અને મારી સ્ત્રીને જે અગવડ થઇ તે માટે સરકાર દિલગીરી જાહેર કરે છે, અને મારા પત્રના બીજા ભાગના જવાબમા સરકારે જણાવ્યુ છે કે સરકાર એક કેદીની જોડે જેલના નિયમોની સામાન્ય ચર્ચા કરવા નથી ઇચ્છતી મારી સ્ત્રીને અગવડ થઇ એ માટે સરકારે દિલગીરી જાહેર કરી એ વાતથી હુ રાજી થયો છુ

પણ સરકારના જવાબના બીજા ભાગને વિષે હુ એમ કહેવામા રજા લઉં છુ કે એક કેદી તરીકે હુ જેલના નિયમોની સામાન્ય ચર્ચામા નથી ઉતરી શકતો એ વાતથી હુ પૂરેપૂરો વાકેફ છુ જો સરકાર મારો ૪થી તારીખનો પત્ર ફરી વાચી જશે તો તેમને જણાશે કે મે નિયમોની સામાન્ય ચર્ચાની માગણી કરી જ નથી એથી ઉલટુ જે નિયમો મારા ભવિષ્યના વર્તન અને કુશળતાને જેટલે દરજ્જે લગતા છે તેટલા જ વિશિષ્ટ નિયમોને વિષે તેટલે જ દરજ્જે માહિતી મેળવવાની મે માગણી કરી છે મારી એવી માન્યતા છે કે એક કેદી આવી માહિતી પૂછવાને અને જાણવાને હકદાર છે જો મારે ભવિષ્યમા મારી સ્ત્રી અને મિત્રોની મુલાકાત લેવાની હોય તો હુ કોની મુલાકાત લઇ શકુ ને કોની ન લઇ શકુ એ વાત મારે જાણવી જોઇએ, કે જેથી નિરાશા કે અપમાન થવાનો પ્રસગ પણ ટાળી શકાય

હુ મારી સ્થિતિનો ખુલાસો કરવાની હિમત કરૂ છું સદ્‌ભાગ્યે મારા એવા પુષ્કળ મિત્રો છે કે જે મને મારા સગા જેટલા જ વ્હાલા છે અને મારી સભાળ તળે ઉછરતા કેટલાક બાળકો છે જે મને મારા પોતાના બાળકો સમા છે મારા એવા સાથીઓ છે જેઓ મારી જોડે એક જ ઘરમા રહે છે અને મને મારી અનેક બિનરાજદ્વારી પ્રવૃત્તિઓમા મદદ કરી રહ્યા છે એટલે વખતોવખત જો મારા એ મિત્રો, સાથીઓ અને બાળકોનીયે મુલાકાત હુ નહિ લઇ શકતો હોઉં તો મારી સ્ત્રીની મુલાકાત લેતાયે મારા અન્તરની લાગણી દુભાય હું મારી સ્ત્રીની મુલાકાત લઉં છુ તે માત્ર મારી સ્ત્રી છે એટલા વાસ્તે નહિ, પણ ખાસ કરીને તે મારી પ્રવૃત્તિઓમા સાથી છે એટલા સારૂ

વળી જે લોકોને હુ મળવા માગુ છુ તે લોકોની જોડે હુ મારી બિનરાજદ્વારી પ્રવૃત્તિઓ વિષે કશી વાતચીત ન કરી શકુ તો તેમને મળવામા મને કશો રસ ન જ હોય

વળી, પડિત મોતિલાલ નેહરૂ, હકીમ અજમલખાન તથા ભાઈ મગનલાલ ગાધીને શા સારૂ ના પાડવામા આવી એ વાત જાણવાની પણ મને સ્વાભાવિક ઉત્સુકતા છે હા, જો તેમણે અસભ્ય વર્તન કર્યુ હોય અથવા કોઇ રાજકીય ચર્ચા કરવાને મારી મુલાકાત લેવા ઇચ્છતા હોય અને તે માટે તેમને ના પાડવામા આવી હોત તો હુ તે જરૂર સમજી શકત પણ જો કોઇ ખાનગી રાજકીય કારણને લીધે તેઓ બાતલ થયા હોય તો હુ ઓછામા ઓછુ એટલુ કરી શકુ કે મારી સ્ત્રીને મળવાનો લાભ જતો કરૂ સ્વમાનને વિષે હુ જે વિચારો ધરાવુ છુ તે જો સરકારથી બની શકે તો સમજી લે અને તેની

કદર કરે એમ હુ ઇચ્છુ છુ

મને કોઇની જોડે રાજકીય ચર્ચા કરવાની ઇચ્છા નથી—બહારને માટે રાજકીય સંદેશા મોકલવાની વાત તો દૂર રહી સરકાર ઇચ્છે તે માણસને આ મુલાકાતો દરમ્યાન ચોકી કરવાને રાખી શકે છે, અને સરકારને જરૂર જણાય તો સરકારનો એક લઘુલેખક પ્રતિનિધિ રિપોર્ટ પણ ભલે લે, પણ જેલના નિયમો બહારના બીજા કોઇ કારણે મારા મિત્રો અને સગાઓને મુલાકાત લેવા મનાઇ થાય એની સામે જો હુ સાવચેત રહેવા માગુ તો સરકાર મને માફ કરશે મે મારી સ્થિતિનુ નિસંકોચ અને પૂરેપૂરૂ ધ્યાન આપ્યુ છે આ પત્રવ્યવહારનો આરંભ ગયા ડિસેમ્બર મહિનાની ૨૦ મીએ થએલો એટલે સરકાર આ પત્રનો સત્વર, સીધો અને ગેરમુત્સદ્દી જવાબ આપે એવો મારો આગ્રહ છે

લિ આપનો આજ્ઞાંકિત

**મો. ક. ગાંધી,**

ન ૮૨૭

## પત્ર ૧૩ મો

યરોડા સેન્ટ્રલ જેલ,

૨૩–૨–૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,

યરોડા સેન્ટ્રલ જેલ,

સાહેબ,

આપે કૃપા કરીને મને જણાવ્યું છે કે ગયા મહિનાની ૪થી તારીખના મારા પત્રના જવાબમા ઇન્સ્પેક્ટર જનરલ કહે છે કે 'વસન્ત' અને 'સમાલોચક' એ બે મા.સિકોની પરવાનગી નહિ આપી શકાય હુ જણાવવાની રજા લઉ છુ કે એ પત્ર લખતા પહેલાં હુ

એ નિર્ણય જાણતો હતો જો ઈન્સ્પેકટર જનરલ મહેરબાની કરીને ફરીથી એ પત્ર વચાવી જોશે તો હુ એ નિર્ણય જાણતો હતો એ વાતની તેમને ખબર પડશે, તેમને એમ પણ ખબર પડશે કે મારા પત્રમા મે એ પત્રોના ઇન્કારનુ કારણ પૂછ્યુ છે મે મારા પત્રમા એમ પૂછવાની હિમત કરી છે કે એ માસિકો વાપરવાની મનાઇ તેમા વર્તમાન રાજદ્વારી ખબરો આવે છે એ કારણે થયેલી છે યા બીજા કાઈ કારણે હુ ફરીથી એ માગણી કરવાનુ સાહસ કરૂ છુ અને આશા રાખુ છુ કે સત્વર જવાબ આપી મને આભારી કરશો

લિ આપનો આજ્ઞાકિત

**મો. ક. ગાધી.**

## પત્ર ૧૪ મો

યરોડા સેન્ટ્રલ જેલ,

૨૫–૩–૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,

યરોડા સેન્ટ્રલ જેલ,

**સાહેબ,**

તમે કૃપા કરીને મને જણાવ્યુ છે કે મારા ૨૩મી તારીખના પત્રના જવાબમા ઈન્સ્પેક્ટર જનરલે જણાવ્યુ છે કે 'વસન્ત' અને 'સમાલોચક'નો નિર્ણય યોગ્ય અધિકારીઓ તરફથી મળેલો છે, અને મારી મુલાકાત લેવા વિષે અરજીઓના સબધમા પુછાવેલુ તેના જવાબમા તેમણે મને સરકારના પત્રનો છેલ્લો ફકરો વાચી જવાને કહ્યુ છે ઇન્સ્પેક્ટર જનરલે જે ત્વરાથી જવાબ આપ્યો તે માટે હુ તેમને ધન્યવાદ આપુ છુ, પણ તેમણે લીધેલા વલણથી મને ખેદ થાય છે માસિકો વિષે નિર્ણય આપવાની સરકારની સત્તા

સબંધે મે કંઈ શંકા ઉઠાવી જ નહોતી તેમણે સરકારના કાગળનો જે ફકરો મને વાચવાને કહ્યો છે તેનાથી મને જરા પણ મદદ થઇ શકે એમ નથી એમા કહેલુ છે કે તમે કેદીઓની જોડે જેલના નિયમોની સામાન્ય ચર્ચામા નથી ઉતરી શકતા મે ઇન્સ્પેક્ટર જનરલને મારી જોડે એવી ચર્ચામા ઉતરવાને કહ્યુ જ નથી મે તો માત્ર એમણે કરેલા નિર્ણયના કારણો માગ્યા છે હુ એમને યાદ દેવડાવુ છુ કે તેઓ પોતે જ્યારે સુપરિન્ટેન્ડન્ટ હતા, અને મારી વતી સરકારની પાસે તેમણે 'મૉડર્ન રિવ્યુ'ની માગણી કરી હતી, ત્યારે સરકારે તેનો ઇન્કાર કરવાના કારણો આપ્યા હતા મારી એવી ધારણા છે કે આ બાબતમા અને તે વખતની બાબતમા જરા પણ ફરક નથી.

ઉપરાત ઇન્સ્પેક્ટર જનરલની મારી જોડે જે વાતો થઇ છે તે ઉપરથી તેઓ જાણે છે કે સામયિક પત્રોની બન્ધીને હુ ન્યાયાધીશે મને જે સજા કરી તેના ઉપરાત થતી સજા માનુ છુ મારી દૃઢ માન્યતા છે કે દરેક બાબતમા માણસ તેને યોગ્ય અધિકારીઓ તરફથી થતી સજાઓના કારણ જાણવાને હકદાર છે

હુ ઇન્સ્પેક્ટર જનરલને વિનયપૂર્વક જણાવવાની રજા લઉ છુ કે સરકાર અમુક કેદી સાથે જો બેદરકારીભરી અતડાઇથી વર્તે તો તેમને તેમ કરવાનો અધિકાર પ્રાપ્ત નથી થતો તેઓ જ્યારે સુપરિન્ટેન્ડન્ટ હતા ત્યારે તેમણે પોતાને વિષે મારા પર એવી છાપ પાડેલી કે, જેલના સુપરિન્ટેન્ડન્ટ તરીકે જેલના નિયમોનું પૂરેપૂરુ પાલન કરાવવુ એને જેમ તેઓ પોતાની ફરજ સમજતા હતા તેમ કેદીઓના જે કાઇ જૂજનાજ અધિકાર છે તેનુ

રક્ષણ કરવું એને પણ તેઓ એટલી જ મોટી ફરજ ગણતા હતા તેમના કહેવા પરથી મે તેમને વિષે એવો અભિપ્રાય બાંધેલો કે તેઓ પોતાને સુપરિન્ટેન્ડેન્ટ તરીકે તેમની સંભાળ હેઠળ રાખેલા કેદીઓના ખરૂ જોતા વાલી માનતા હતાં જો આ વાત સાચી હોય તો હુ એમ માની લઉં છુ કે ઇન્સ્પેકટર જનરલ કેદીઓના વડા વાલી છે અને તેથી કેદીઓ તેમની પાસે એવી આશા રાખે છે કે જ્યારે સરકાર તેમના યોગ્ય અધિકારોની અવગણના કરે ત્યારે તેઓ તેમની વતી સરકારને આગ્રહ કરી એ અધિકારો તેમને અપાવશે અને કેદી તેમની પાસે એમ પણ અપેક્ષા રાખે છે કે તેની આજની પૂછપરછને તેઓ ટાળે નહિ પણ બનતો પ્રયાસ કરી તેનો યોગ્ય ખુલાસો આપે

આ પત્રવ્યવહાર ચલાવવામા મને કઈ ઉમગ ન હોય પણ યોગ્ય હો યા અયોગ્ય, મારી એવી માન્યતા છે કે કેદી તરીકે પણ મને કેટલાક અધિકારો છે—દાખલા તરીકે શુદ્ધ હવા, પાણી, આહાર અને વસ્ત્ર મેળવવાનો અધિકાર. એ જ રીતે હુ જેને ટેવાએલો છુ એવો માનસિક ખોરાક મેળવવાનો પણ મારો હક છે હું કશી મહેરબાની નથી માગતો, અને ઇન્સ્પેકટર જનરલને જો એમ લાગતુ હોય કે કોઈપણ વસ્તુ અથવા સગવડ મહેરબાનીની રાહે મને આપવામા આવી છે તો તે પાછી ખેંચી લેવામા આવે એમ હુ માગુ છુ પણ સામયિકપત્રો મને મળે એ વિષયને હુ સ્વચ્છ ખોરાકના હક જેટલો જ મહત્વનો માનુ છુ તેથી હુ તેમને વિનયપૂર્વક કહું છુ કે તેમના નિર્ણયનાં કારણો જાણવા માટે મેં જે અરજી કરી છે તેની તેમણે અવગણના ન કરવી—જે અવગણના કમનસી આજ સૂધીના તેમના કામમાંથી

જણાઇ આવે છે

લિ આપનો આજ્ઞાંકિત
મો ક ગાંધી

[ઇન્સ્પેકટર જનરલ કર્નલ ડેલ્ઝીલે આખરે જવાબ આપવાની મહેરબાની કરી કે એ ચુકાદો ઉપરી અધિકારીઓ તરફથી અપાએલો હતો

મો. ક ગાંધી]

## પત્ર ૧૫મો

યરોડા સેન્ટ્રલ જેલ,
૧૬-૪-૨૩

સુપરિન્ટેન્ડન્ટ,
યરોડા સેન્ટ્રલ જેલ,

સાહેબ,

મારો સૌથી ન્હાનો પુત્ર મારી મુલાકાત લેવા આજે આવેલો છે, તેથી મારી મુલાકાતો વિષેના નિયમોને લગતો ૨૭મી ફેબ્રુઆરીએ મે સરકારને જે પત્ર લખેલો તેનો શો જવાબ આવ્યો છે તે જો બની શકે તો હુ જાણવા માગુ છુ મારા એ પત્ર પ્રમાણે હુ મારા પુત્રની મુલાકાત લઇ શકુ કે નહિ તે મને એ જવાબ પરથી જણાશે કારણ કે તમે જાણો છો કે આજે મારો મૌન વાર છે મારુ મૌન બપોરે ૨ વાગે છૂટે છે.

લિ આપનો આજ્ઞાંકિત
મો ક ગાંધી

[પત્રવ્યવહારનુ પરિણામ એ આવ્યુ કે આખરે સરકારે ઉપર કહેલી મુલાકાતો અટકાવવાના કારણો આપ્યા—તે એ કે પ્રજાના હિતને અર્થે એ મુલાકાતો અટકાવવામા આવેલી પણ ભવિષ્યમા જો સારે ખાસ કોઇ માણસને મળવુ હોય તો સુપરિન્ટેન્ડેન્ટે એ માણસ

અથવા માણસોના નામ સરકારને મોકલવા હું એમ પણ કહી દઉં કે મને મળવા ઈચ્છનાર દરેકે દરેક જણનુ નામ છેલ્લી ઘડી સુધી સરકારને મોકલવુ પડતુ સરકારે જાહેર કર્યાં છતા, હુ અને મારા વાર્ડમા રહેનારા કેદીઓની બાબતમા મુલાકાત લેનારાઓને રજા આપવાનો સુપરિન્ટેન્ડેન્ટને કશો અધિકાર ન હતો, જ્યારે બીજા બધા કેદીઓની બાબતમા તેને એ અધિકાર હતો

મો. ક. ગાંધી ]

## પત્ર ૧૬મો

યરોડા સેન્ટ્રલ જેલ,
૧–૫–૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,
યરોડા સેન્ટ્રલ જેલ,

**સાહેબ,**

આપે મને કેટલાક સાદી કેદવાળા કેદીઓને ખાસ વર્ગમા મૂકવા માટેનો કાયદો બતાવવાની કૃપા કરી છે અને મને પણ એ વિભાગમા મૂકવામા આવ્યો છે એમ જણાવ્યુ છે મારી દૃષ્ટિએ કેટલાક સખત કેદવાળા કેદીઓ—દાખલા તરીકે શ્રી કોજલગી, જેરામદાસ અને ભણસાળી જેવા છે જેઓ મારા કરતા જરા પણ વધારે ગુન્હેગાર નથી, જેઓ કદાચ બહાર મારા કરતા વધારે ઉંચો દરજ્જો ભોગવનારા હશે અને જેઓ વર્ષો થયા મારા કરતા વધારે આરામમા જીવન ગાળી રહ્યા છે તેવા કેદીઓને ખાસ વિભાગમાથી બાતલ કરવામા આવેલા હોવાથી, હુ કેટલાક નિયમોનો લાભ ઉઠાવવાની ઈચ્છા રાખતો છતા તેનો લાભ નથી ઉઠાવી

શકતો, અને ખાસ વર્ગમાથી મારૂ નામ કાઢી નાખવામા આવશે તો મને ઘણો આનદ થશે

લિ આપનો આજ્ઞાકિત

**મો. ક. ગાંધી**

ન ૮૨૭

## પત્ર ૧૭ મો

યરોડા સેંટ્રલ જેલ,

૨૮ મી જુન, ૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,

યરોડા સેન્ટ્રલ જેલ

**સાહેબ,**

આજે સવારે મે સાભળ્યુ કે છ મૂળશી પેઠા-કેદીઓને ઓછુ કામ કરવા માટે ફટકા મારવામા આવ્યા હતા થોડા દિવસ ઉપર મે સાભળ્યુ હતુ કે આમાના જ એક કેદીને એ જ ‘ગુન્હા’ને માટે ફટકા મારવામા આવ્યા હતા આજની ખબરથી મને અત્યત ક્ષોભ થયો છે, અને એ સબધે મારે કાઇક કર્યા વિના ન જ ચાલે એમ મને લાગે છે પણ હુ કાઈ ઉતાવળુ પગલુ લેવા નથી ઇચ્છતો અને હુ કાઇપણ કરૂ તે પહેલા એ લોકોને જે સજા થઇ છે તે વિષે સાચી હકીકત મારે મેળવવી જોઇએ, એટલી તો તમારા પ્રત્યે મારી ફરજ છે એટલે આથી એ હકીકત જાણવાની હુ માગણી કરૂ છુ

હુ જાણુ છુ કે આવી ખબર મેળવવાનો કેદી તરીકે હું મને જરાય અધિકાર નથી, પણ હુ માણસ તરીકે, અને

અને એક જાહેરસેવક તરીકે એ માગણી, કરવા હિમત ધરૂ છુ

લિ આપનો આજ્ઞાકિત
મો૦ ક૦ ગાંધી,
ન ૮૨૭

## પત્ર ૧૮ મો

યરોડા સેટલ જેલ,
૨૯મી જૂન' ૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,
યરોડા સેન્ટલ જેલ

સાહેબ,

કેટલાએક મૂળશી પેટાવાળા કેદીઓને ફટકા મારવામા આવેલા તે વિષે ગઇ જાલના મારા પત્રના સબધમા આપે અને ઇન્સ્પેક્ટર જનરલે મને સજાના કારણની પૂરેપૂરી ખબર આપી છે તે માટે હુ આપ બંનેનો આભારી છુ

તમને યાદ હશે કે જ્યારે કેટલાક મહિના ઉપર આ જ પ્રમાણેની [illegible] મૂળશી પેટાવાળા કેદીઓને કરવામા આવી હતી ત્યારે તે સૌ કેદીઓને જેલના નિયમ પાળવાનુ સમજાવવાને માટે મને મળવા દેવામા આવે એવી મે સરકારને વિનતિ કરી હતી. સરકારે મારી માગણી માટે આભા માન્યો હતો, પણ તે સ્વીકારવાની ના પાડી હતી મે મારી માગણી વિષે વધુ આગ્રહ ધરેલો નહિ, તે બીજા કોઈ નહિ તો એટલા જ કારણે કે આવા કેદીઓને ફટકા મારવાનો ફરી પ્રસગ ઉભો નહિ થાય એવી મે આશા રાખી હતી પણ મારી આશા નિષ્ફળ નીવડી છે, અને ત્યાર પછી તો અનેકવાર ફટકાની સજા કરવામા આવી છે

હુ માનુ છુ કે જો સહરહુ કેદીઓને મને મળવા દેવામા આવે તો તેમની કેદનો ખરો ખ્યાલ હુ તેમને આપી શકુ, અને કામ ચોરવાનુ અથવા તો હુકમની અવગણના કરવાનુ જે તેમને વિષે કહેવામા આવે છે તે ન કરવાનુ હુ તેમને સમજાવી શકુ આવી રીતે વખતોવખત હુ તેમને સલાહ આપી શકુ તે ખાતર મને તેમની સાથે રાખો એવી હું માગણી કરૂ છુ જો આમ ન થઈ શકે તો તે કેદીઓને જેટલીવાર મળવાની જરૂર પડે તેટલીવાર મળવાની મને રજા આપવામા આવે એમ હું માગુ

કેદી તરીકે મારાથી આવી રજા ન મગાય, અને મને ન આપવામા આવે એ હુ જાણુ છુ, પણ હુ મનુષ્યને નાતે અને દયાધર્મથી પ્રેરાઇને એ રજા માગુ છુ

મને ખાતરી છે કે કોઇપણ કેદીને જો ફટકાની સજા કર્યા વિના ચલાવી લેવાનુ હોય તોપણ સરકાર તે સજા કરવાની ઇચ્છા રાખે છે એવુ નથી જ, અને કોઇ કેદીના સબધમા એમ હોય તો પણ ખાસ કરીને જે સાચી કે ખોટી રીતે પોતાને પોતાના અતરાત્માના આદેશની ખાતર કેદ થયેલો સમજે છે તેવાને તો તેવી સજા કરવા ન જ ઇચ્છે આ ફટકાની સજાથી મને અતિશય દુખ થાય છે, ખાસ કરીને મને જો તે કેદીઓ સાથે રહેવા દેવામા આવે તો તો એ સજા થવાનું ન જ બને એમ હુ માનું છુ એટલે વધારે દુઃખ થાય છે એમ હુ કહું તો મને આશા છે કે સરકાર મારા કહેવાની કદર કરશે

મારો આ પત્ર જે વૃત્તિથી લખવામા આવ્યો છે તેવી વૃત્તિ સરકાર પણ બતાવે, અને મારી સેવા કરવાની

માગણી અસ્વીકાર કરીને મને કશુ પગલુ લેવાની અણગમતી ફરજ ન પાડે એવો વિશ્વાસ રાખવાની હુ હિમત ધરુ છુ વળી મારુ એવુ પગલુ, મારી ઈચ્છા ન છતા પણ, સરકારને મૂઝવનારુ થઇ પડે એવો પણ સભવ રહ્યો, અને હુ કેદ ભોગવતો હોઉ તે દરમ્યાન જે પગલુ લીધા વિના હુ ચલાવી શકુ એવુ કાઈપણ પગલુ લઇ સરકારને મૂઝવવાનો તો મારો હેતુ નથી જ

આ બાબતમા કેટલાક કેદીઓ ઉપવાસ કરી રહ્યા છે એ વાત ધ્યાનમા લઇ આનો જેમ બને તેમ જલદી જવાબ મળે એમ હુ ઇચ્છુ છુ

લિ આપનો આજ્ઞાકિત,
**મો० ક० ગાંધી,**
કેદી ન ૮૨૭

[ આ બાબતમા થયેલો વધુ પત્રવ્યવહાર હુ કેટલાક કારણોને લીધે પ્રસિદ્ધ કરી શકતો નથી—જે કારણો પણ આ સ્થળે હુ જણાવવા માગતો નથી પણ હુ એટલુ કહી દઉં : જેલના સુપરિન્ટેન્ડન્ટની અને જેલોના ઇન્સ્પેકટર જનરલની રૂબરૂમા બે મુખ્ય ઉપવાસ કરનારાઓને મને મળવા દેવામા આવ્યો હતો પરિણામ એ આવેલુ કે તે બને ભાઇઓ—ભાઇ દાસ્તાને અને દેવ—મે જે નીતિની દલીલ કરી તે સમજી ગયેલા અને તેમણે તરત જ પોતાનો લાબો ઉપવાસ તોડેલો ફટકા મારવાનુ કારણ તપાસીને સરકારે એવા હુકમ કાઢયા હતા કે જેલ અમલદારો ઉપર કેદીઓ હુમલા કરે અથવા તેવા કાઈ વર્તન કરે તે સિવાયને કોઇપણ પ્રસગે, જેલ સુપરિન્ટેન્ડેન્ટે સરકારની અગાઉથી પરવાનગી લીધા વિના, કદિ ફટકાની સજા ન કરવી

મારા જાણવામા આવ્યુ છે કે તે વેળાના સુપરિન્ટેન્ડેન્ટ મેજર વ્હિટવર્થ જોન્સના વર્તનના સબધમા ઘણી વધારે પડતી વાતો ફેલાવવામા આવી હતી, અને તેને નિર્દય સુપરિન્ટેન્ડેન્ટ તરીકે વર્ણવવામા આવ્યો હતો, તથા તેનુ વર્તન અમનુષી તરીકે વર્ણવવામા આવ્યુ હતુ મારા મત પ્રમાણે ફટકાની સજા કરવામા આવી એ તેના નિર્ણયની ગભીર ભૂલ હતી, પણ ખૂન કરતા વધારે તો તે નહોતી જ મેજર જોન્સ ઘણીવાર ઉતાવળ કરતો, પણ મારી જાણ પ્રમાણે હૃદયશૂન્ય કદિ નહોતો ઉલટો, મને તેનો અનુભવ થયો છે તે પ્રમાણે, અને બીજા જે કેદીઓના સબધમા હુ આવ્યો છુ તેમની પાસે મે સાભળ્યુ છે તે પ્રમાણે તો તે બહુ સહૃદય સુપરિન્ટેન્ડન્ટ હતો, અને કેદીઓનુ સાભળવાને હમેશા રાજી, તથા પોતાના હાથ નીચેના જે માણસો કેદીઓની કોઇપણ રીતે કનડગત કરે તેમની પાકી ખબર લેવાને તત્પર રહેતો એમ હુ માનુ છુ તે હમેશા પોતાની ભૂલો કબૂલ કરવાને માટે તૈયાર હતો—જે ગુણ તો અમલદારમા વિરલ છે આ ગુણો છતા તે નિયમાગ્રહી હતો, અને ઉતાવળીઓ નિયમાગ્રહી ઘણીવાર ભૂલો કરવાનો જ સત્યાગ્રહીઓને બેનાર ફટકાની સજા કરેલી તે આવી ભૂલો જ હતી એ ભૂલો બુદ્ધિની હતી, હૃદયની નહોતી સાચી વાત તો એ છે કે વિવેક વિના ફટકા મારવાની સત્તા જેલોના સુપરિન્ટેન્ડેન્ટને કદિ આપવામા આવવી જોઈતી જ નહોતી તે વેળાસર જ લઇ લેવામા આવી એ ઠીક થયુ જેલના વહિવટની અને આ ફટકાની સજાની વિગતવાર સમીક્ષા તો વળી કોઇ પ્રસગે કરીશ

મો૦ ક૦ ગાંધી]

## પત્ર ૧૯ મો.

યરોડા સેન્ટ્રલ જેલ,
૧૫ મી જુલાઇ ૨૩

નામદાર ગવર્નર સાહેબ,
મુબઇ

સાહેબ,

ગયે સોમવારે થયેલી વાત વિષે પાછી હુ ચર્ચા કરવા ઇચ્છુ છુ તે બદલ આપ નામદાર ક્ષમા આપશો એવી આશા છે નિયમો ઘડવાની અને સજા ઘટાડવાની સરકારની સત્તા વિષે આપે મને જે કહ્યુ હતુ તે વિષે હુ જેમ જેમ વધુ વિચારૂ છુ તેમ તેમ મને લાગે છે કે આપની ભૂલ થાય છે મારે કબૂલ કરવુ જોઇએ કે ખાસ વર્ગના નિયમોની પાછળ, એના કેદીઓને માટે ખાસ ગોઠવણ કરવાની જરૂર છે એ વાતનો શુદ્ધ સ્વીકાર નથી રહેલો, પણ લોકમતના દબાણને અનિચ્છાએ, એટલે કેવળ કાગળીઆ ઉપર, વશ થવાપણુ રહેલુ છે એમ જ મને લાગ્યુ છે પણ જો આપની વાત સાચી હોય કે કાયદો સખ્ત કેદવાળાઓને ખાસ વર્ગમા મૂકવાની અથવા કોઇ કેદીની સજા ઘટાડવાની તમને કાઇ પણ સત્તા નથી આપતો તો મારે સરકારના કૃત્ય વિષેનો મારો વિચાર ફેરવવો જોઇએ અને તેમના હેતુઓ વિષે રહેલી મારી ભ્રમણા મારે કાઢી નાખવી જોઇએ અને આ નિયમો તો આપે પોતે જ ઘડયા છે એમ આપ કહો છો એટલે તો મારે આ બાબતમા મારો વિચાર ખાસ બદલવો રહ્યો નબળાઈથી કશુ કરો અથવા આપની ઇચ્છા વિરૂદ્ધ લોકમતને સતોષવા ખાતર કાઇ કર્યુ એમ

જણાવવા દો એવા આપ નથી એમ મે હમેશા માન્યુ છે એટલે આપે સખ્ત કેદવાળાઓને ખાસ વર્ગના નિયમોના લાભથી બાતલ રાખ્યા તે કેવળ કાયદાથી આપના હાથ બધાયલા હતા તેથી જ, એમ જો મને ખબર પડે તો હુ બહુ રાજી થાઉં

પણ આપના કાયદાના અમલદારો આપને સલાહ આપે કે આપ ધારો છો તેમ કાયદો આપના હાથ બાધતો નથી, તો આપ નીચેની બેમાથી એક વાત કરશો એવી મને આશા છે.

(૧) મને અને મારા જે સાથીઓના નામ મે આપને આપ્યા છે તેમને ખાસ વર્ગમાથી બાતલ કરો, અથવા તો

(૨) ન્યાયની રીતે અમારા જેવી જ જીંદગીને જેઓ ટેવાયલા છે તેવા સખ્ત કેદની સજાવાળા કેદીઓને ખાસ વર્ગમા મૂકો

આ પત્રની સાથે સુપરિન્ટેન્ડેન્ટને લખેલો મારો ૧લી મેનો પત્ર પણ મગાવીને આપ વાચશો એવી મારી વિનતી છે

લિ

આપનો વિશ્વાસુ સેવક

**મો. ક. ગાંધી**

[નામદાર ગવર્નર એકવાર જેલમા આવ્યા, અને મારે કાઇ કહેવુ હોય તો કહેવુ એવો આગ્રહ કર્યો ત્યારે ખાસ વર્ગ વિષે મારે તેમની સાથે ચર્ચા થઇ હતી અને તેને પરિણામે આ પત્ર લખવામા આવ્યો હતો મે તેમને એ મતલબનુ કહેલુ કે મારા વિચાર પ્રમાણે ખાસ

વર્ગના નિયમો કેવળ શોભાના છે, અને રાજદ્વારી કેદીઓને માટે તેમની રહેણી કરણીને લીધે આવશ્યક થતી કાઇક ખાસ વ્યવસ્થા કરવામા આવી છે એવી ભ્રમણા લોકોના મનમા ઉપજાવવાને માટે જ રચાયલા છે પણ ગવર્નરે મને ખૂબ ખાતરી આપીને કહ્યુ કે કાયદા પ્રમાણે સખ્ત કેદની સજાવાળા કેદીઓને ખાસ વર્ગમા મૂકવાની તેને જરાય સત્તા નથી અને તેમના કાયદાના જ્ઞાનના સગીનપણુ વિષે મે જ્યારે શકા બતાવી ત્યારે તેણે મને કહ્યુ કે 'મે જ નિયમો ઘડચા છે, મને ખબર ન પડે?' આવા નિયમો કરવાનુ સામાન્ય રીતે કાયદો ઘડનારા અમલદારોને સોપવામા આવે છે, છતા તે પણ પોતે જ કરી લઈ લેવાનુ માથે ઉઠાવનારા ગવર્નર પડચા છે એ વાતથી મને આશ્ચર્ય થયુ કાયદાનુ મારૂ જ્ઞાન ન વપરાયાને લીધે કટાઇ ગયુ છે, છતા ગવર્નર જ્ઞાનનો આડબર કરીને બોલતા હતા તોપણ મને એમ ન જ વસી શકયુ કે કાયદા મુજબ સરકારને કેવળ સાદી કેદની સજાવાળાઓને જ ખાસ વર્ગમા મૂકવાની સત્તા છે અને સખ્ત કેદવાળા વિષે તેમ કરવાની અને સજામા ઘટાડો કરવાની સત્તા નથી એટલે ઉપરનો કાગળ લખવો પડેલો એનો ઉત્તર એ આવ્યો હતો કે કાયદા વિષે નામદાર ગવર્નરની ભૂલ થઇ હતી, અને સરકારને સઘરૂ સત્તા છે પણ તેવી રીતે ભૂલ લાગેલી છતા નિયમોમા સુધારો કરી સાદી કેદવાળા અને સખ્ત કેદવાળા બધા રાજદ્વારી કેદીઓને ખાસ વર્ગમા મૂકવાનુ તેમનાથી બની શકે એમ નથી. એટલે ખાસ વર્ગના ઠરાવો કેવળ શોભાને ખાતર હતા એવી જે મારી શકા હતી તે, હુ દિલગીર છુ કે, સાચી પડી

**મો. ક ગાંધી**]

## પત્ર ૨૦ મો

યરોડા સેન્ટ્રલ જેલ
૬ઠ્ઠી સપ્ટેબર ૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,
યરોડા સેન્ટ્રલ જેલ

સાહેબ,

મને મળવા ઇચ્છનારા કેટલાક સજ્જનોના નામ મોકલવામા આવ્યા હતા તેમને વિષે તમે મને ખબર આપી છે કે સરકારે હવે મને બે જ માણસોને મળવાની પરવાનગી આપવાનો ઠરાવ કર્યો છે, અને જે નામ મોકલ્યા છે તેમાના માત્ર નારણદાસ અને દેવદાસ ગાધી એ બે જણા જ મને આ વખતે મળી શકે છે

સરકારે અત્યાર સુધી મને પાચ મુલાકાતીઓને મળવાની રજા આપી છે અને હવે આવા હુકમ થયા એથી મને આશ્ચર્ય તો થયુ પણ એ ઠરાવને હુ વધાવી લઉં છું, કારણ મારા જ વાર્ડમા રહેનારા ભાઇ યાજ્ઞિકના હકની ઉપર એવી જ મર્યાદા નાખવામા આવેલી છે અને હવે હુ અને તે સરખા બનીએ છીએ. મને એકલાને જ જે વિશેષ સગવડ આપવામા આવેલી હતી તે અત્યાર અગાઉ હુ છોડી દેત, પણ તેમ કરવુ મને સુરુચિની વિરુદ્ધ લાગલુ

પણ નારણદાસ અને દેવદાસ ગાધી એ બે જ જણને રજા આપવાની વાત નૂરી છે નો એનો અર્થ એ થતો હોય કે એવા નિકટના સગા સિવાય બીજા કોઇને હુ ન જ મળી શકુ તો દર ત્રણ માસે બે મુલાકાત કરવાનો મારો હમેશાનો હક મારે છોડી દેવો જોઇએ મને કેવા માણસો મળી શકે તે વાતનો તો હમેશાને માટે ફડચો થઈ ગયો છે એમ મે માનેલુ આ જ વિષે

મે અગાઉ જે પત્રવ્યવહાર કરેલો છે તેમા કરેલી દલીલ ફરીવેળા કરીને સરકારને ત્રાસ આપવાની મારી જરાય ઈચ્છા નથી હુ એટલુ જ કહી શકુ કે સરકારને જે ત્રણ મિત્રોના નામ આપવામા આવેલા છે તે મિત્રો તો જેમને મળવાની મને રજા આપવામા આવેલી તે વર્ગમા આવે છે અને એ મિત્રો કે જેમને હુ મારા પોતાના સગા જેવા જ માનુ છુ તેમને હુ ન મળી શકુ તો મારે કોઇપણ જણને મળવાનુ બધ કરી દેવુ જોઈએ

આપે મને જે ઠરાવ જણાવ્યો છે તે ઠરાવ કરતા સરકારે એક પખવાડિયુ લગાડયુ છે એમ હુ જોઉં છુ હવે આ પત્રના સબધમા જલદી ઠરાવ થાય એવી હુ માગણી કરૂ?—કે જેથી મને જેઓ મળવાને ઉત્સુક હોય તેમને અને મને નાહક વસવસામા રહેવાનુ કારણ ન રહે

લિ આપનો વિશ્વાસુ
**મો૦ ક૦ ગાધી,**
ન ૮૨૭

## પત્ર ૨૧ મો

ચરોડા સેન્ટ્રલ જેલ,
૧૨મી નવેમ્બર ૧૯૨૩

સુપરિન્ટેન્ડેન્ટ,
ચરોડા સેન્ટ્રલ જેલ

**સાહેબ,**

ભાઇ અબદુલ ગનીને જે વેળા આપે જણાવ્યુ હતુ કે જેટલા ખર્ચની રજા છે તે ઉપરાતની કિંમતનો ખોરાક જેલના નિયમો પ્રમાણે તેને ન મળી શકે,

ત્યારે મે આપને જણાવ્યુ હતુ કે આપની આગળના સુપરિન્ટેન્ડેન્ટે મારા બધા સાથીઓને અને મને પોતપોતાનો ખોરાક ગોઠવી લેવાની પરવાનગી આપી હતી મે આપને એમ પણ જણાવ્યુ હતુ કે ભાઇ અબદુલ ગનીને જે સગવડ નથી મળી શકતી તે સગવડ ભોગવવી મને ઠીક નથી લાગતી, એટલે મારો ખોરાક પણ ઓછો કરી ભાઇ અબદુલ ગનીને જે ધોરણે ખોરાક આપવામા આવતો હોય તે જ ધોરણ મુજબ મને ખોરાક આપતા જશો આપે ભલમનસાઇથી સૂચના કરી હતી કે હાલ તુરત તો મારે ચાલુ ખોરાક લેવો અને થોડા વખતમા જેલના ઈન્સ્પેકટર જનરલ આવવાના છે તેની સાથે મ રે એ બાબત ચર્ચા કરી લેવી હવે એ વાતને ૧૦ દિવસ થઇ ગયા જો મારે મારા મનની શાતિ જાળવવી હોય તો મને લાગે છે કે હવે વધુ રાહ જોયા વિના મારે મારા ઠરાવનો અમલ કરવો જોઇએ, અને ગમે તેમ હોય તોયે ઇન્સ્પેકટર જનરલની સાથે મારે તો કશી ચર્ચા કરવા જેવુ છે જ નહિ ભાઈ અબદુલ ગનીના સબ ધમા કરેલા આપના ઠરાવ વિરુદ્ધ મારે કાઇ તેમની આગળ ફરિયાદ તો કરવાની જ નથી મારા સાથીને મદદ કરવાની આપની ઇચ્છા હોય તોપણ તેમ કરવાની આપની સત્તા નથી એ હુ સમજુ છુ તેમજ મારો ઇરાદો નથી કે ખોરાક સબધી જેલના નિયમોમા કાઇ ફેરફાર કરાવવો જોઇએ મને જે ખાસ સગવડો મળે છે તે છોડી દેવાની જ માત્ર મારી ઇચ્છા છે તમે ભલમનસાઇથી એમ પણ જણાવ્યુ હતુ કે મારો ખોરાક કદાચ આપની આગળના સુપરિન્ટેન્ડેન્ટે વૈદ્યકીય કારણે ઠરાવ્યો હશે પણ હકીકતમા મને ખબર છે કે એ વાત બરોબર નથી,

કારણ મારો ખોરાક તો હું જેલમા આવ્યો ત્યારથી જ લગભગ આવો ને આવો જ રહ્યો છે, અને ખાસ મુદ્દાની વાત તો એ છે કે મારા સાથીઓને અને મને, હું આગળ જણાવી ગયો તે પ્રમાણે, ખર્ચનો વિચાર કર્યા વિના પોતપોતાના ખોરાક ઇચ્છા મુજબ ગોઠવી લેવાની અત્યાર સુધી પરવાનગી હતી

એટલે આવતા બુધવારથી મારા નારંગી અને દ્રાખ લેવા હુ બધ કરવાનો છુ તો પણ ઠરાવેલા ધોરણ કરતા મારો ખોરાક વધશે મને ચાર રતલ બકરીના દૂધની જરૂર છે કે કેમ તેની મને ખબર નથી, પણ તમે જો મને મારો ખોરાક ઠરાવેલા ધોરણ પ્રમાણે થઇ જાય ત્યા સુધી તેને ઓછો કરવામા મદદ નહિ કરો તો મારે મારૂ ચાર રતલ દૂધ અને બે ખાટા લાબુ લેવાનુ, મારી ઇચ્છા વિરુદ્ધ, ચાલુ રાખવુ પડશે

આપને ખાતરી આપવાની ભાગ્યે જ જરૂર હોય કે મારો ખોરાક હુ ઓછો કરવા ધારૂ છુ તે કાઇ ચીડાઇને તો નહિ જ ભાઇ અબદુલ ગનીને વિષે આપે કરેલો ઠરાવ હુ બરોબર સમજી શકુ છુ હુ તો આ ફેરફાર કેવળ મારા ચિત્તની શાતિને ખાતર જ કરવા ધારૂ છુ, અને આમા હુ આપની દિલસોજી અને સમતિ ચાહુ છુ

લિ આપનો આજ્ઞાકિત
**મો૦ ક૦ ગાધી,**

ન ૮૨૭

[ આ પત્રનો વધારાપડતો અર્થ કાઇ ન કરે એવી હુ વાચકને ચેતવણી આપુ છુ માત્ર આ પત્રમા લખેલો કિસ્સો સમજાવવાને માટે જ આ પત્ર પ્રસિદ્ધ

કર્યો છે, કારણ એ વિષે ઘણી વાતો અને તર્કવિતર્ક થયા છે અને ફળનો ત્યાગ કરવાથી મારી તબીઅત જલદી લથડી એમ કહેવામા આવે છે, એટલે મારે સ્પષ્ટ કરી દેવુ જોઇએ કે મે ફળ તજ્યા તે સુપરિન્ટેન્ડેન્ટે ભાઇ અબદુલ ગનીની માગણી ન સ્વીકારી તેના પ્રતિવાદમા નહોતા તજ્યા વળી ભાઇ અબદુલ ગનીને ખાસ વર્ગના નિયમો પ્રમાણે ફળ અને બીજુ જે જોઇએ તે બહારથી મગાવવાનો હક હતો પણ તેણે, ભાઇ યાજ્ઞિકે અને મે એવો ઠરાવ કર્યો હતો કે બહારથી કાઇપણ મગાવવુ બરોબર નથી એટલે મે જે ત્યાગ કર્યો અને તેનુ પરિણામ આવ્યુ તે માટે અમલદારોને કશો દોષ ન દઇ શકાય સુપરિન્ટેન્ડેન્ટે અને જેલોના ઇન્સ્પેક્ટર જનરલે મને સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો કે મારે મારો ઠરાવ અમલમા ન મૂકવો એથી ગભીર પરિણામ આવશે એવી પણ તેમણે મને ચેતવણી આપી હતી, પણ મારા ચિત્તની શાતિને ખાતર મારે એ જોખમ વહોરવુ પડયુ અને આટલી ગભીર માદગી ભોગવ્યા પછી પણ મે જે પગલુ લીધુ હતુ તેને માટે મને જરાય ખેદ નથી થતો

ભાઇ ગનીએ પોતાનો ખોરાક બદલવાની માગણી કરી તે માટે પણ વાચક તેને કાઇપણ દોષ ન દે એમ ઇચ્છુ છુ તેણે તે માગણી મારી સાથે સારી રીતે મસલત કરીને જ કરેલી અને મે તેને એ માગણી કરવા દીધી કારણ સુપરિન્ટેન્ડેન્ટને નિયમો મુજબ એ ફેરફાર કરવા દેવાનો અધિકાર નથી એની મને તે વેળા ખબર ન હતી આ માનવાની મે ભૂલ કરી તેનુ કારણ તો મે પત્રમા જણાવ્યુ છે તેમ ભાઇ યાજ્ઞિક અને બીજા કેદીઓને આગલા સુપરિન્ટેન્ડેન્ટે વખતો-

વખત ખોરાક બદલવા દીધો હતો એ હવુ ભાઇ અબ્દુલ ગનીને તેમ કરવાની પરવાનગી ન મળી ત્યાર પછી ફળનો ત્યાગ કરવાનો મે નિશ્ચય કર્યો ત્યારે એ ભાઇએ મને તેમ ન કરવાનુ સમજાવવામા કશી બાકી નથી રાખી પણ ફળ વિના હુ જીવી ન જ શકુ એવી મારી સ્પષ્ટ ખાત્રી ન થાય ત્યા સૂધી એ અખતરો કરવાનુ છોડી દેવાનુ મારાથી બને તેમ નહોતુ

**મો ક ગાંધી ]**